# મેરી મડમ.

(એક 'ઓરીજીનલ' પારસી સંસારી વાર્તા.)

—•·•·•—

લખનાંર—દીનબાઈ અ. ફ. જાં. ચીનાઈ,

કેળવણીનાં પ્રતાપ યાને ભોંયે પડયાં ભોંયે
ન રહે, ઠાનજી ઠાઠાની ભેટ,
ઈત્યાદીનાં કર્તા.

—○○○—

મુંબાઈ.

૧૯૧૪.

આ પુસ્તક
દીનબાઈ અ. ફ. જાં. ચીનાઈએ
કુપર હાઉસ, કોલાબા રેકલેમેશન, મુંબાઈમાં
છપાવી પ્રસિદ્ધ કીધું છે,
તથા
યુનિયન પ્રેસમાં નશરવાનજી ખરશેદજીએ છાપ્યું છે,
નાં૦ ૩૭, ધોબીતલાવ, મુંબઈ.

# અનુક્રમણિકા.




| પ્રકરણ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું. | ધનાંડોસાં........................ | ૧ |
| ૨ જું. | જેવું ઘેર તેવી વાત.................. | ૬ |
| ૩ જું. | બાઈજી સાહેબ.................. | ૯ |
| ૪ થું. | જાંગુ ને કુમીની ગોફતેગો......... | ૧૫ |
| ૫ મું. | પટેટીનાં પરોણાં.................. | ૨૪ |
| ૬ ઠું. | મારી મેરી મડમ................ | ૩૪ |
| ૭ મું. | આયા રોઝાય..................... | ૪૯ |
| ૮ મું. | રૂસ્રીની ડારલીંગ.................. | ૫૫ |
| ૯ મું. | ‘ મેં ભુત જોયલોરે ભાય. ’......... | ૬૦ |
| ૧૦ મું. | અરે! હું તો પેહલવાન છેઉં....... | ૬૫ |
| ૧૧ મું. | એ હું મરૂરે, મારી દીકરી તો પરી-યુંજ છે જો.................. | ૭૧ |
| ૧૨ મું. | જોશી માહારાજ.................. | ૭૮ |
| ૧૩ મું. | એક બુઢો તાત્યો.................. | ૮૬ |
| ૧૪ મું. | બે ગરીબ બેહેનો................ | ૯૪ |
| ૧૫ મું. | ડોસીબાઈ તરફની ધનાંડોસાંને ભેટ | ૧૦૧ |
| ૧૬ મું. | મેરીનું ગુમ થવું.................... | ૧૧૨ |
| ૧૭ મું. | હમે કાંઈ નાગાં ભુખાં નથી...... | ૧૨૧ |
| ૧૮ મું. | સેવટ.............................. | ૧૨૮ |

# મેરી મડમ.

## પ્રકરણ ૧ લું.

### ધનાંડોસાં.

"કેમ માય? હું કરો? સારી ઠાંની તો ખરાં કે!"

"ઓ! એ કોણ?" ડોસીબાઈ મેહેતા, જેવણ પોતાનાં 'ડ્રાઇંગરૂમ'નાં સોફાપર અલેટાઈને એક ઘણીજ 'ઈનતરસટીંગ' નોવેલ વાંચતાં હતાં, તેવણ ચોંકીને બોલી ઉઠયાં.

"ઓવાય. એટલાં ચોંકો હું કામ જો. અરે એ તો હું છેઉ. એતો હું ધનબાઈજી છેઉ."

"અંહ! આવો. આવો. ધનાંડોસાં છેવો. બેસો. બેસો." "હારે મરૂ, પેટ તાહારાં." ધનાંડોસાં એક ખુરસીપર પગ ઉંચા કરીને સારીની સોડ કાઢી નાંખીને ગોઠવાતાં બોલ્યાં. "માય છોકરીઓ કોહુ ગઇઓ? બાહાર સધાવીછકે મરૂ?" તેવણે તપકીરનો એક સરૂકો ભરતાં પુછ્યું.

"કેમ કાંઈ વલી બીજનું કાજ લાવ્યાંછકે? તમે તો ધકેલા ખાયાજ કરોછ ને વલતું તો કાંઈ નહીં. પેલી વખત તમે પેલા દોરાબનું કાજ લાવ્યાં હતાં. તે

તમે તો કેહેજે છોકરાની કમાઈ પાંનસો રૂપ્યા છે. ને બીજી આવક તો જુદી. તે પછી મેં ખબર કઢાવી તે તેમાંનું કાંઇબી નહીં. હ્ટીસો, તનસો રૂપરડીની આવક તે તેમાં મારી દીકરીઓનું શું વલ્યું? તો બી વલી વીચાર કીધો કે.........”

“ઓ હારે મરૂં. હારે મરૂ. એટલામાં તો તમે એક વખતની સારી ભરાવો તેમાં ખરચાઈ જાય મરૂ. નહીં. નહીં. એ તમારે ઘેરને લાયકનો નહીં. પણ ઓંજયો તો બીજી ગમ અદરાઈબી ગીયોજ્જો. મેં ઘણોબી શીશામાં ઉતારવા માંગ્યો માય. રૂપાંનાં દાદર ને સુન્નાંનાં દોરડાં દેખાડયાં. આપરી ફ્રેનીની ઉમરતો ઘનાંડોસી મરે તે બત્રીસેકની પણ મેં તો પચીસની કહી ને કહ્યું કે રીતબી દસબાર હજાર સુધીની કરશે. મારાથી બનતું કીધું માય. પણ છોકરીનું નશીબજ કેઠે ઉઠતું નહીં તે શું કર્યે માય. તે પોરીયોતો કેહેજે, તેની માય થતીને, કે હું એમ કાજ કરવા વાલીને હાથે કરવાનોજ નથી. ને કાંઇ ‘લવ-માચ, લવ-મેચ’ એમજ ઓંજયો તો કાંઈ બોલ્યા કરે. તે મેં કહ્યું કે ‘બાવા પરણવા અદરાવાની હું વાત કરૂં ને તું મેચને કોહો સેકો તાણેછજ્જે! પછી ધીરે સાંસ્તે મેચ જોવા જજે મરૂં.’ તે હરવાયાં તો બધાં દાંત કાઢવા પડી ગયાં. તે મને તો કાંઈ સમજબી પડે નહીં.”

“શું સમજ નહીં પડતી ઘનબાઇજી.” ફ્રેની

તથા મેરી તે વખતે ડ્રાઇંગરૂમમાં આવી લાગતાં ફ્રેનીએ પુછયું.

" એ હુ મરૂરે બધી. મારી દીકરીઓ. તમે કયારે આવીઓ ? " ડોસાંએ બેઉ જનાંને ઓવરણાં લેતાં કહ્યું.

ફ્રેની આશરે બત્રીસેક વરસની હતી. દેખાવમાં તેણી સાધારણ ' ગુડલુકીંગ ' હતી. અને ઘણી શ્યાની તથા સમજુ અને રાંક હતી. જ્યારે મેરી શોભઈતી હતી, પણ ટચાક અને ઈતર હતી. ફ્રેની તથા મેરીની ઉમરમાં સાતેક વરસનો ફરક હતો. ફ્રેની ઇંગ્લીશ અને ગુજરાતી ઘણું સારૂ જાણતી હતી. જ્યારે મેરીએ મીશન સ્કુલમાં ઇંગ્રેજી કેલવણી લીધી હતી. અને ઇંગ્લીશ સારૂં જાણતી હતી, પણ તેણીનું ગુજરાતી ઘણુંજ ખેરસલ્લા હતું. ત–થ–દ-ધ–મુરધની તથા દંતી કયાં વાપડવા તે તેણીની જાંણે બલા. તેણી હુંમેશા ઈંગ્રેજીમાંજ લખતી પણ જો કોઈ કદાચ તેણીને ગુજરાતી લખવું પડતું તો ઘણુંજ અશુદ્ધ લખતી. તેણીને બધુ ઇંગ્લીશ સ્ટાઈલનુંજ ગમતું. માટે ડોસાંને ઓવરનાં લેતાં જોઈને તેણીનું ટીચકું ચઢી ગયું.

" ધનાં, હું તમોને બસો સુધીણી આપશ અં; મારી ફ્રેની માટે કોઇ સારો જેવો પાંનસો ઉપરનો કમાનારો કોઈ ડાકટર, વકીલ લાવશોતો. ને એને રીતબી હુ સારી આપશ. આઠેક હજાર સુધી કરશ.

એની ઉમર હવે ભરાતી જાયછ. ને મારી મેહેરાં-અરે મકુજે મેરી તો કેહેજે હજાર બે હજાર સુધી કમાનારો બેરીસ્ટર વર એને તો જોઇયેછ."

"હા-હા-છે-તે બી મારા હાથમાં છે. બાલેસ્તર બી છે. ગાડી, ઘોડા, વાડી બંગલા. પેલી શું કહેજ મટોર, મોટોર તેબી છે. પણ જરુ શું કામ બોલું. ઉમર પંચાવનેકની છે ને બીજવર કરવા નીકલેલો છે. પણ કોઈ માને નહીં જો માય કે એટલાં વરસ છે. ચાલે તો એ ઘડી રસ્તો શોભી રહે એવો શોવામનો છે. તેથી ને જો મેહેરમાયને ગમે તો........"

"ડોસાં લાંબી ટકટક નાં કરો. મારૂં નામ કાંઈ મેહેરમાય નથી. માય શું ને બાવા શું, મારૂં નાંમ મેરી છે. 'સીંપલી મેરી' ને મેં કાંઈ મમીડીયરને કાજ કરવાવાલાં પાસે મારૂં કાજ કરવા સોંપ્યુંજ નથી. 'વોત નોનસન્સ'" સુધરેલાં મેરાબાઈ ઉખડ્યાં.

"ચાલો વારૂ. માંડી વાલો માય." ડોસીબાઈ તરફ જોઇને ડોસાં બોલ્યાં. "માય તમારાં દીકરા જાંગુંને લાયકનુંબી મારાં ધ્યાંનમાં છે જો. તમે કહેતાં'તાં તેમ દલ્લાવાલી છોકરી છે. ને સાથે વલી રૂપા-લીબી તેવીજ જો. ને માય ગરાઓ પરતો એવો જીવ આપે, એવો જીવ આપે કે બોલ્યાની વાત નહીં. હમણાં થોડા દાહાડા થયાજ પોતાનાં માસીને ત્યાં રહેવા આવેલી છે. એ આય તમારી પડોસન સુનાંઈ

નવલખી તે એ પોરીની માહી થાય. એ જો તમોને મલે કેની તો જાણે ગંગા નાહાયાં. કેમ બોલ્યાં નહીં, મેહેરીમાય. એવી ભોળાંઈ....."

પણ મેહેરીમાય તો વધુ સાંભલવા થોભ્યા વગર, કુદકો મારીને ઉઠી ઉભી થઈ 'ગુ સોલી ફીચર' બોલી અંદર જતાં રહ્યાં.

"અં. અં. ઘનાં. તે છોકરીને વરે કહેવોછ. સુનાંબાઈની બેહેનની દીકરીને વરે. તે તો મારાબી ધ્યાંનમાં છે." ડોસીબાઈ બોલ્યાં. "મેં કાંઈ જોઈ નથી. પણ મેં બી તેની વખાણ સમજ્યા. કેહેજે ઘણી પૈસાવાલી છે.ને સાથે લાગી ખુબસુરત ને ભલી છે."

"હા-હા-તેજ-તેજ. પણ માય ડોસીબાઈ મેં તમોને બતાએવું તે મારી હકસાઈ ના ચુકતા મરૂં. તમે કહેશો તો હું તમારે નાંમે કાજ લઈ જસા."

"નહીં, નહીં, ડોસાં. તમે ફકર નાં કરો. હું તમોને ખુશી કરશ પણ તમે વચ્ચે નાં પડતાં. એ સુનાંબાઈ નવલખી ને તેની ભાનેજ, એનું નાંમ શું જો-અં. કુમી. તેઓને મેં પરમ દાહાડે પટેટી છે તે આપરે ત્યાં બોલાવેલાં છે."

"હું! હું! સારૂ. સારૂ. માય. તમારૂ ધારેલું ફતેહ થાય." ડોસાંએ દુવા દીધી. "ચાલો માય બેસો મરૂં, હવે હું જતે."

## પ્રકરણ ૨ જું.

### જેવું ઘેર તેવી વાત.

"ડોસીબાઈ, ડોસીબાઇ, ગોવીંદજી મીઠાઈવાલાને ત્યાંથી મીઠાઈનો થાલો આયોછ. તે કયાં મુકાઉ?" ફ્રેની બોલી.

"ફ્રેની, વલી તેં મમા ડીયરને તેવણુનાં નાંમે બોલાવ્યાં? 'હાઉ ડેર યુ!' મમા ડીયર, કે મમાજી કે મમી ડારલીંગ નહીં બોલાતું?" મેરી બોલી.

"ખરેખર—મેહેરાં—મકુજે—મેરી મારેથી ભુલમાં એમ બોલાઈ જવાયું. નાનપણુથી એવી ખરાબ આદત પડી ગઈછ તે મુકાતી નથી. પણુ એમ તો ઘણાં પારસી ઘેરોમાં માયને તેનાં નાંમે બોલાવેછ પણુ એમ નહીં બોલવું જોઈએ. હું જરૂર ધ્યાંન રાખશ." રાંક ફ્રેની બોલી.

"સારૂં. હવેથી ધ્યાંન રાખજો. મને એ મુદલ પસંદ નથી, સમજ્યાં." નાધલી બેહેને મોટીને ધમકાવી.

"કેમ વલી તમે બેઉ જનીઓ શું કચકચ કરોછ અં. સપરમે દાહાડેબી પંચાત........"

"નહીંરે ડોશીબ—મકુજે મમાજી. હમે તો—"

"વારૂં ચાલો. લાંબી ટુકી નાં કરો. આજે એક

તો મારો જીવ કુહુરેલો છે. મારી નવી સારી ભરાઈને આવી નથી.''

"કેઈ મમા ? પેલી વર્ક્ક્લાસમાં ભરાવા આપી હતી તે કે ? તે તો તે દાહાડાની વાયદાસર ભરાઈને આવી'તીની."

"હારે ભરાઈ તો આવીરે. પણ મેં તેમાં પાછું જરા ફેરફાર કરવા મોકલી તે હજી નથી આવી. મકુજે આજે નરોજબી છે ને વલી તમારા બાવાનું વરસ બી છે. તે જરા પહેરૂ. બીચારા તારા બાવા હજારો કોસ દુર વેલાતમાં કેવા ઝુરતા હોશે." ડોસીબાઈને પોતાનાં ખાવંદની યાદ આવવાથી આંખમાંથી એક આંસુ ખંખેર્યું. પછી જરા હસ્તો ચેહરો કરીને બોલ્યાં, "લે છોકરીઓ આય થાલો લાવો. જોયા શું કરોછ, ને આપરાં બધાં સગાંઓ ને ઓલાખીતાંઓમાં વેહેંચવા મોકલો. ચાલોની તો વખત જાયછ."

"એ શું મંગાવ્યુંછ. મમા ! સુતરફેણી ને જલેબી. 'બે-ફુ,'" મેરીબાઈને દેશી મીઠાઈને નામે સુગ ભરાઈ ગઈ. "મેં તમોને કેટલી વખત કહ્યું કે હંમેશા ઇંગ્લીશ પેસ્ત્રી મંગાવો. તે તેમ તમે શાંને માટે નથી મંગાવતાં હં !"

"લે આવ, ફ્રેની દીકરા. એને બબડવા દે. લે આ લીસ્ટ મેં બનાવ્યુંછ, તે પ્રમાંણે બધાનાં નામ

કાગલની કાપલીઓપર લખતી જા, ને હું લખાઉ તેટલી જલેબી મુકતી જા. ”

સુનાબાઈ નવલખી પાંચ જલેબી.

અને તેની ભાણેજ કુમી દસ્તુર પાંચ.

રોશનબાનું એસકી ત્રણ.

શીરીનબાઇ દાદીશેઠ પાંચ.

ધનાંડોસાં એક.

ગુલબા..........

“ લેવો, તમારી સારી આવી હોય તેમ લાગેછ, કોઈ બઈરાં હાથમાં બંડલ લઈ ને આપરાં કમપાઉન્ડમાં દાખલ થયાં, ” મેરી જે બારી આગલ બબડતી ઉભી હતી તે બોલી ઉઠી.

“ હેં ! શું ! મારી સારી આવી. ” પચાસ વરસનાં ડોસીબાઈ પંદર વરસની છોકરીની માફક કુદકો મારીને ઉઠ્યાં. “ લે ચાલ–ફ્રેની જેવું ઘેર તેવી વાત તે પ્રમાણે જલેબી મોકલજે હંકે. હું તો જાઉછ. ”

---

## પ્રકરણ ૩ જું.

## બાઈજી સાહેબ.

" ડોસીબાઈ મેહેરવાંનજી પેસતનજી અહી રહેછ કે જી ? "

" હા. કાંય. મારૂંજ નાંમ ડોસીબાઈ મેહેતા. કેમ મારી સારી લાયાંછ કે ? "

" મમા. આ બઈરાં તમારૂં નાંમ સ્ટાઈલીશ રીતે બોલેછ ત્યારે તમે 'સરનેમ' શું કરવા બોલોછ. તમે જાણુતાં નહીં કે આપરે 'સરનેમ' તો 'ડ્રોપ' કીધુંછ તે." " હા બઈરાં." મેરી પેલી બાઈ તરફ ફરી બોલી. "એવણુજ મીસીસ મેહેરવાંનજી પેસતનજી છે."

" લે ચાલોની. સારી લાયાં હોય તો મને આપોની. એમ જોયા શું કરોછ જો. ત્યારની હું સારીની વાત જોઉછ ને કેટલું અવારૂં. એ તે કાંઈ તમારા લોકોની રીત છે. " ડોસીબાઈ બખાલ્યાં.

" મીસીસ મેહેતા. તમારી સારી......"

" 'બાઈજી' કરીને બોલો. બઈરાં. હું કાંઈ તમારી બરાબરની નથી સમજ્યાં. "

" મરે ! રાંનનો થસ્સો તો જો. ને કપડાં તો જાણે બાપ લાખ ચાલીસની હોય તેમ પહેર્યાંછ. એ પૈસા કાંહાથી લાવી હોશે. મરે, બધાંજ હમણું તો ફેશનેબલ થઇને ફરેછ. " મેરીબાઈ મન જાણે કે આસ્તેથી પણ

પેલી બાઇને સંભલાય તેમ બોલ્યાં. પછી વધારે મોટે-થી પેલી બાઇને પુછયું, "બઈરાં આવી મજાની સારી કયાંથી લાયાં અં. પેલી કોઈ કુમી દસ્તુર બધાં ગરી-બોને આપતી ફરેછ તેને આપી કે?"

"કેમ ફ્રેની. જલેબી બધે બરાબર લખીને આપીછ કે? પેલો અદુખરો જેવો માલી કાંઈ ઘોટા-લોતો નહીં કરે કે?" ફ્રેની મીઠાઈ વેહેચીને આવી લાગતાં ડોસીબાઇએ પુછયું.

"હા. માયજી. બધું બરાબર લખી આપ્યુંછ." ફ્રેની બોલી.

"અરે! બોલાવ. બોલાવ. એને હુ બરાબર કેહેવું. માલી–એ–માલી. ઈકર યા. ઈકરે યા. જોની એ આમચી જવલ તે મોટા બંગલા મદ્ધી સુનાબાઈ રહે-તેનાં, એ સુનાબાઈ નવલખી, તેલા પાંચ જલેબી દેવાચી ને તેચા ઘરામડી એક દુસરી બાઈ આતાં રહેવાલા એલી હાય, કુમીબાઈ દસ્તુર, તેચા નાંમ તેલાબી માજી લઈ લઈ સલાંમ સાંગુન પાંચ દુસરી જલેબી દેવાચી. સમદા મીલુન દાહા જાલી. તીકરે તીન બીન નકો દીયા. દોગી બાઈ લોકલા પાંચ પાંચ દેવાચી. સમજલો, કાય?"

"હોઈ. હોઈ. સમજલો. સમજલો." "ને મરેરે જરા ફલો રહેની તો કાંહા લવંગની લાતીએ જવાનો

૫૩૭૧
૯


છે. એ વાય બોલુ બોલુ તેટલાં કાંહા ચાલ્યો જો." ડોસીબાઈ છેડાયાં. "ને બગા તે લોકલા સાંગ કે કાલ માજી પાર્ટી મદી જરૂર યા કાય સાંગેલ?"

"કે તુમી લોક આમચા ઘરામડી કાલ 'પાંટી' મદી યા."

"મરેરે, સકાર બલે, પાંટી કાય? કાય, હેલ-કરીચી પાંટી! પા-ર-ટી. પારટી. ઈટલા નહીં એતોસ કે પા-ર-ટી લા તુમી લોક યા. કાય સાંગેલ?"

"માલા સમદા એતોસ. સાંગેલ કે 'પારવતી' લા તુમી લોક ય્યા."

"મરેરે, મુવું હસુંબી આવેછ ને ચીડબી લાગેછ. હરવાયો તું. રાંન પારવતી કોણુ મુઈચ?"

"તે લોકચા માલીચી બાયકો!"

"મુવા ઉજબખ અસા સાંગ કે કાલ ખાના ખાવાલા યા. દુસરા કાય નકો સાંગ."

"હોઈ, હોઈ. બરા આતાં સમજલો."

"મમા, 'વાહાય ડોન્ટ યુ ડીસમીસ ધીસ સ્ટુપીડ ઓલ્ડ ફોસીલ?'" મેરી બખાલી. "એને એકદમ રજા કાંય નહીં આપતાં?"

"દીકરા, એ હવે બુઢો થયોછ ને કાંને જરા ઉંચો થયોછ બાકી અગાઉતો આપરો વખત બારીક

હતો ત્યારે એખલે હાથે એ બધું બજાવતો'તો ને તું નાખલી તે તારૂંબી બધું કામ કરે, ને એ વીશ્વાસુ કેટલો છે!"

"ઓવાય! બાઈરાં હમે વાત કર્યે તેમાં હસો છ શાનું જો, કાંઈ કેટલુક હસુ આવી જતું હોય તેમ શું કરોછ?" ડોસીબાઈ પેલી બાઇને હસતી જોઇ છેડાયાં.

"જી ચાલોની, મકુજે બાઈજી સાહેબ, તમારી સારી જોવોની. પસંદ પડેછ કે? જરા મને ઉતાવલ છે જી."

"આ તો લેરે, એટલો ધરપચ કોણપર કરેછ. ઉભી રે, જરા ધીરે સાસ્તે જોઉ જાઉ કે નહીં? અઢી સો રૂપ્યા આપ્યાછ, કાંઈ અઢીસો કાંકરા તો નથી આપ્યા."

"બાઈજી સાહેબ, વલી હઢીસો કાંકરામાં એટલી મેહેનત કોણ કરે જી? બાઈજી, આટલી બધી મેહેનત સાથ સરખાવતાં હઢીસો રૂપ્યાબી ઓછા કેહેવાયજી. ખોદાએ આપેલું જેની પાસે હોય ને તમારાં જેવાં ગરીબોને ચાહાનારાં હોય તેને તો બચારાં ગરીબોને મદદ કરવી ઘટારાત છે. બાઈજી."

"એટલે! તું શું કેહેવા માંગેછ. એમ કરીને મારી પાસે કાંઇ કઢાવા આવીછ કે? તે બે કાંઈ બનશે

નહીં. એ ગરીબોને ચાહાયાં ને તે લોકની દાઝ હૈયે ધરી! હમારૂંજ હમારેથી પુરૂ થતું નથી ત્યાં ગરીબોને ક્યાં સેકો તાણયે !" ડોસીબાઈ સારી જોતાં જોતાં થોભીને પેલી બાઈ તરફ તીરસ્કારથી જોઇને બોલ્યાં.

ફ્રેની જે અત્યાર વેર દલગીર ચેહેરે પોતાની તુમાખી માયની ચાલ માટે અફસોસ કરતી ઉભી હતી, તેણી પેલી બાઈ આગળ જઈને કેહેવા લાગી. "જી બેસોની. કેટલો વખત એમ ઉભાં રહેશો. માયજી સારી જોયછ તેટલાં બેસો બેહેન."

તે બાઇએ 'ઠેંક યુ' બોલીને મીઠા લેહેકા સાથે હસ્તાં એક ખુરસીપર પોતાની બેઠક લીધી.

"મરેરે અવાસ બલી ગયા ને કોયલા રહી ગયા. વલી 'ઠેંક યુ' સઉ બોલતાં આવડતું દેખુ. જાણે મોટે ઘેરની અભઈજી હોય તેમ લેહેકા લટકા કેવા કરેછ." મેરી બબડી. "કેમ મીસ—તમારૂં નાંમ શું? તમોને ઇંગ્લીશ આવરેછ કે? કે એટલું 'ઠેંક યુ' બોલતાંજ કોઇએ શીખવ્યુંછ. અં." મેરીએ પુછ્યું ને પછી ખું–ખું–ખું–કરી હસવા પડી.

"ઓ વાય, અરે મકુ જે 'માઈ ગુડનેસ. શી લાફ્સ ઓલસો. સચ મીસચીવસ આઈઝ. જસ્ત લુક ફ્રેની.'" ફ્રેની, કે જેણીનું ઘણુંજ પાકી આવ્યું હતું

તેણી બોલી ઉઠી. " 'યુ ઓત તુ બી એશેમન્ડ ઑફ યોર સેલ્ફ' મેરી 'હાઉ ડેર યુ ત્રીત એ પુઅર ગર્લ સો. શી સીમ્સ તુ બી ક્વાઈત રીસપેકતેબલ ઍન્ડ મોર લેડી લાઈક ધેન યુ' " ફ્રેનીએ પોતાની ઈતર બેહેનને ધમકાવી.

" લેવો ચાલો બઈરાં." ડોસીબાઈએ સારી ફેંકતાં કહ્યું. "આટલી એની ઘરી કરી નાખો ને પછી જજો. લે ચાલો છોકરીઓ જમવાનું આયુછ. વેકો જલદી."

———

## પ્રકરણ ૪ થું.

### જાંગુ ને કુમીની ગોફતેગો.

"ઓ જાંગુ. તું આયો કે? તારીજ હું વાર જોતી હતી." કુમી બોલી "આજનું આપાણું શાલ તુંને મુબારક ડીયર."

"શાલ મુબારક મારી ડારલીંગ. તું તૈયાર છે કે ડીયર? મારે ત્યાંની પાર્ટીને હજુ દોઢેક કલાકનો વાર છે તેટલાં જરા તુંને મલવા દોડી આવ્યો. સુનાંમાસી ક્યાં છે?"

"સુનાંમાસી તો તૈયાર થાયછ. હમણાં આવતાં હશે."

"અરે સમજેછ કે કુમીઃ પરમદીને હુ મારાં માયજી આગલ આપરે એઠ બીજાંને વચન આપ્યું તે કેહેવાનો હતો. તે દીને સવારનાં હું હૉલમાં સ્ક્રીનની પછવાડે વાંચવા બેઠેલો હતો. માયજીને ખબર નહીં કે હું ત્યાં છેઉ. તેટલાં તેવણુ આગલ કાજવાલા બઈરાં આવ્યાં."

"કાચવાલા બઈરાં? તે શું?" કુમી ધ્યાંનમાં ને ધ્યાંનમાં બોલી. "અરે તું બી શું જો. એ શુ વાચારમાં લીન થઈ ગઈછ. કાજ કરવાવાલાં બઈરાં. જેઓ કાજ કરે તે બઈરાં. તું નહીં જાણતી?"

"હું! હું! હારે હા. પછી......"

"અરે પછી તો એવી ગમત પડી. તેવણ તો કે હું મારૂં કાજ લાવેલાં. અરે પણ એટલી ફીકી શુ કરવા પડેછજો. જરાક સમજની. તારીજ સાથે મને પરણાવા નીકલ્યાં. પછી મેં આપરાં અહરાવા વીશેની વાત માયજી આગલ કીધીજ નહીં. થોડા દાહાડા રહીને કહીયે તો કેમ?"

"ખરેખર! ડીયર." કુમી બોલી ઉઠી. "અરે, પણ એવણ કેવાં ખસીયાણું પડશે. પણ કાંઈ નહીં, હવેથી બીચારાં કોઈ ગરીબો સાથ એવી રીતે નહીં વરતશે." કુમી બબડી.

"એ એમ શુ કરેછ જો કુમી. મને ફકર લાગેછ ની. હુ આપરાં કાજની વાત કરૂછ ને તું ગરીબોને માટે શું બબડેછ કાંઈ સમજ પડે? એમ બીચારાં ગરીબો, ગરીબો કરતાં તારાં ભેજાંપર અસર થઈછ કે શું ડીયર. અરે પણ એ તારી આંખ કેવી ચમક ચમક થાયછ. વલી કાંઈ મસ્તી સુજ પડીછ કેમ?" જાંગુએ અચરત થઇને સેહેજ હસીને પુછ્યું.

"અરે મસ્તી તો કાલે કરી આવી દીકરા. જોની તું ગોસ્સો નાં કરતો અં. કાલે હું તારે ત્યાં એખલી જઈ આવી."

"હેં! ખરેખર! પણ તુંને આવકાર તો સારો મલ્યો કેની?"

"અરે આવકારની તો વાતજ નાં કર, જાંગુ. મને નહીં ખબર કે તારાં માયને ગરીબોને નાંમની એટલી બધી સુગ છે. બીચારાં ગરીબોને એવાં 'ત્રીટ-મેંટ' થી કેવું લાગતું હશે તેનો જાતે અનુભવ મને કાલે મલ્યો."

"ઓ માયરે. હવે શું કરૂ. તું તો થોડોવાર પાધરૂં બોલેછ ને વલી પાછી કયાંની કયાં ચાલી જાયછ." અને ગરીબ બીચારા જાંગુને શક પડયો કે કુમીનું ભેજું ગરીબોની હદથી જ્યાદા દયા ખાતાં 'સોફ્ત' થઈ ગયુછ કે શું.

"ઓ માયરે! શું છે જાંગુ? એ એમ એટલી દયાથી મારી ગમ કાંય જોયછ?"

"ઓ મારી કુમી. મારી કુમી. તું તારી વાત-પરથી વલી પાછી ગરીબોપર કયાં ચાલી ગઈ" જાંગુ બોલ્યો.

"પણ સમજતો ખરો. હું ગરીબ થઈનેજ ગઈ હતી."

"મારા ખોદા! આજે એ એમ શું કરેછ જો?"

કુમી એકદમ હસી પડી. "મારૂ કાતર્યું ગયુછ

એમ તું સમજેછ જાંગુ, પણ બધી વાત બરાબર સમજતો ખરો. જોની કાલે નોરોજ હતો તે ગરીબોને ત્યાં હું હમેશ માફક કપડાં વેહેચવા ગઈ હતી. એ તો જેને એવો અનુભવ મલ્યો હોય તેનેજ માલમ પડે કે એમ ગરીબોને આપતાં કેમ ખુશાલી લાગેછ. અગાઉ મારી સાથ મારાં મમા આવતાં'તા, તેવણ બીચારાં બેહેસ્તનશીન થયા પછી કોઈ વખત હું એખલી જાઉછ નહીતો કોઈવાર મારી સહીઓને મદદ કરવા લેતી જાઉછ. દરેક બાઈરાંઓને એકેકી મજબુત ગાજની રેશમી સારી આપુછ. છોકરાંઓને માટે ફ્રોક યા દગલા એવું તેઓને ખપમાં આવે તેવું કાંઇ લઈ જાઉછ. ને માટીડાઓને મલમલ, લાંગકલાથ કે દગલાને લાયકનું કપડુ આપુછ. થોડો અનાંજબી દરેક કુટુંબને આપુછ. મારી પાસે આટલા બધા પૈસા તે શું હું એખલીજ વાપડું! ખોદાએ કોઈને એકદમ પૈસા-વાલા તો કોઇને તદન મુફલેસ બનાવ્યા તેનું કારણ શું? કે પૈસાવાળાઓએ ગરીબોને મદદ કરવી. આપ-ણાંમાંથી થોડુંબી જો ગરીબોને આપ્યે નહીં તો પછી તે પૈસા કામનાંજ શું?" કુમી બોલી.

"શાબાશ. મારી કુમી." જાંગુ બોલ્યો.

કુમીએ જાંગુ તરફ જોઇ મીઠાસથી હસીને આગલ ચલાવ્યું. "તે હું શું કેહેવા જતી'તી. અં. કાલે એક ઘરમાં એક અંધારી ખડકીમાંથી ટંટોસ્તાં ટંટોસ્તાં જતાં

એક નાખલી ઓરડીમાંથી ઘણો જોરમાં થાંસવાનો અવાજ આવ્યો. તે તરફ જતાં એક નાખલું છોકરૂં ફસર્યાં મારતું ઉંબર આગલ આવી લાગેલું તેની પરથી સેહેજમાં પડી જતી હું બચી ગઈ. ને અંદર જતાં જઇને જોઉછ તો એક બાઈ બીચારી થાંસ્તી જાય ને દીલમાં તો બીચારીને તાપ તોબી કાંઈ ભરતકામ ભરતી જાય. એક ગલીમાંની બારી આગલથી સેહેજસાજ ઉજાસ આવતો'તો, ત્યાંથી તેણી ગલીમાંનો વાસ લેતી જાય ને નીચી મુડીએ ભરે. એક છોકરૂં અહીંથી વલગે, બીજું ત્યાંથી વલગે ને 'માય ભુખ લાગીછ' કરી બચ્ચાંઓ બીચારાં ટવલે. એક ઘોલકી પર એક ચોદ પંદર વરસની ખુબસુરત છોકરી પડેલી હતી. મને અજબ લાગું કે બીચારી આ બાઈ આટલી સીક છતાં વેઠ કરે ને આ છોકરી બીછાણામાં પડી પડી શાંત ચેહેરે મને જોયા કરી હસે. હું ચકીત થઇને જોતી હતી તેટલાં પેલી બાઇની નજર મારીપર પડી ને તે ચંચલ બાઈ મારી અજાયબી પામી ગઈ અને ખોલાસો કીધો કે 'એ બીચારી જનમથી તદન અશક્ત છે. એનાં બરડાનો કાંઠોજ નથી. તેથી બેસીબી શક્તી નથી. તોબી એટલી સંતોષી છે ને મને એટલી હીંમત આપેછ! આ બે છોકરાઓમાંથી એક મુગો બેહેરો છે, ને બીજો બીચારો ઓછી અક્કલનો છે માય. ને આ બે પોરીઓમાંની એકને મારો હાંફણ

તથા થાંસાનો વારસો ઉતર્યોછ ને બીજી બીચારી લગભગ અપંગ જેવી છે. બરાબર દીસ્તું નથી. પણ આ એક ભુલકું છે તે ખોદાની મેહેરથી તબીએતે સારૂં છે.' એમ બોલી પ્યારથી ભરેલી આંખોએ તેણીએ તે બચ્ચાં તરફ જોયું. અને તે બાલક જે ખુરસી પકડીને ઉભું થવાની કોશેશ કરતું હતું તેને પોતાનાં ખોલામાં ઉપાડી લઈને વાહાલથી એક કીસ કીધી."

"માય ખોદા કરશે તો એ છોકરો મોટો થઇને તમોને કામ લાગશે." મેં પેલી બાઇને સધ્યારો આપ્યો. "હીંમત રાખો માય. 'હીંમતે ઈયાર ખોદા.'"

"એ મોટો થઇને મને કામ લાગે ત્યારની વાત ત્યારે માય." તે બાઈ આંખમાં આંસુ લાવી બોલી ઉઠી.

"તમે આટલાં બધાં જનાં આટલી સરખી ઓરડીમાં રેહેવોછ તેનાં કરતાં ગરીબોની ચેહેલીપર કાંય નહીં જતાં?" મેં પુછ્યું.

"અરે માયરે મારી. તે દાહાડો ક્યારે કે આ દોજખખાનાંમાંથી છુટયે. તેને માટે અરજી તો કેટલો વખત થયો કીધીછ પણ કાંઈ જગાવગા નીકલે તો હમોને મલે કેની, ને એવી તો કાંઈ સેંકડો અરજીઓ ગઈ હશે. મારો ધણી તથા મારો મોટો છોકરો (જે એટલો તો હુશીયાર તથા મેહેનતુ હતો, તે બંધે) આ જહાંનમાંથી ચાલી ગયા ને મારાં સાસુસસરાંને મારા જીવપર નાંખી ગયાં. ઓ! હું કઈ રીતે હવે એ

બધાંનું પુરૂ કરૂં. નથી મારાથી કેઠે બાહાર કામે કાજે જવાતું. સસરો બીચારો લકવાએ અડી ગયલો છે ને સાસુ અપંગ છે. હવે એ બધાં અશક્તોને મુકીને કેઠે બાહાર જાઉંબી કેમ? કાંઈ ભરવા શીવવાનું હોય છ તે વર્ક્‌કલાસમાંથી, મારી દયા ખાઈને ઘેર બેઠાં મોકલી આપેછ ને ત્યાંનું માનસ આવીને લઈ જાયછ. આય સારી જેમ તેમ કરીને મેં ને પડોસની ભાડુ-તણીએ મલીને કેટલે મહીને પુરી કીધી'તી, ને વલી તેમાં ફેરફાર કરવા પાછી આવી તે જરા અધુરી હતી તે ચાલો હમણાં ખલાસ થઈ." તેણી જે અત્યાર સુધી મારા સાથ વાત કરતાં કરતાં ભરતી હતી, તે સારી પુરી થયાથી છુટકારાનો દમ ખાઈ બોલી. 'આજેતો નોરોઝ તે કલાસ તો બંધ તે મને એ સારી પોહોચાડવા વાળકેશ્વર જવું પડશે. હું કેમ જવશ. મને તો કોઈનું ઘેરબારબી ખબર નથી. આજે કાંઈ બા મુદતે બાહાર જવશ. પણ મારા પગતો એવા કલેછ કે મારાથી જવાશે બી કેમ.' કરી બીચારી રડવા પડી. તેથી મને તેની ઘણીજ દયા આવી, જાંગુ, તે મેં તે સારી કયાં પોહોચાડવાની તે પુછ્યું તે પરથી ડોસીબાઈ મેહેરવાંનજી પેસતનજી કરીને તે બાઈએ નાંમ દીધું ને મારા બંગલાની પાસે......"

"તે તો મારાં માયનું નાંમ." જાંગુ, જે નીચી મુડીએ અદબ વાલીને તે દયાજનક દાસ્તાંન સાંભલતો

ઉસો હતો તે બોલી ઉઠયો.

"હા, જાંગુ, મને તે વખતે ખબર નહીં. હું તો તારા માયનું નાંમ ડોસીબાઈ મેહેતા જાણતી હતી. મને ખબર નહીં કે એવણ પોતાનું 'સરનેમ' નથી વાપડતાં."

"પછી, પછી, તે સારી લઈને, મારી કુમી, તું ત્યાં ગઈ કે? તું બોલી'તી કે તું ગરીબ થઇનેજ ગઈ હતી. તે એક ગરીબ બાઈ દાખલ મારાં માય આગલ જઈ આવી કે શું?"

"હા મારા વાહાલા. તેમજ, તેમજ."

"પછી, પછી મારાં માયે તુંને ઓલખી કે ડીયર?" જાંગુએ પુછયું.

"નહીરે. મને જોયલી નહીં તે કયાંથી ઓલખે વારૂ? માસી સાથ તો ઓલખાંણ છે. ને આપણુને બેઉજનાને તો માંથેરાંનમાં ઘણી દોસ્તી થઈ ત્યારે તું તો એખલો ત્યાં આવેલો. તારા માયબેનો તો કાંઈ માંથેરાંન તે વખતે હતાં નહીં તે મને કયાંથી ઓલખે? ને અહી તમારી પડોસમાં તો હું હમણુાંજ રેહેવા આવી. પણ મને અગાઉથી મારાં ભવીષ્યનાં સાસ-રેનાં માનસોની પરીક્ષા કરવાની ઘણી સરસ ટક મલી ગઈ. અં. પણ જાંગુ, તું માનસે, તે વખતે મને મોટેથી હસી પડતું અટકાવા માટે જીભને એટલી તો

કરડીને દાંતમાં પકડવી પડીછ કે મારી જીભબી બધી દુખી આવીછ." અને કુમી ખડખડ હસી પડી. "પણ તારી ફ્રેની બેહેન તો ભલમનસાઈમાં તારોજ નમૂનો છે જો, ડીયર. અરે પણ વાગા કેટલા? જોની જાંગુ. પાર્ટીનો તાઈમ થઇ જશેની. આ લેઓ માસી આવ્યાં."

"કેમ જાંગુ. ક્યારેકનો આ૦યોછ? એ શું તારાં માએ કાલે કુમી ગઈ ત્યારે ઘોટાલો કીધો વારૂં? હવે આજે હમણાં પાર્ટીમાં કેમ થશે કોણ જાણે."

---

# પ્રકરણ ૫ મું.

## પેટેટીનાં પરોણાં.

"મમી ડારલીંગ! મમા ડીયરેસ્ટ!" મેરીએ પોતાની માતાનાં ઓરડાનાં બારણાંપર જીનાં ચેન જેવા સાદે બોલી ટકોરા માર્યા.

"કેમ શું કહેછ મેહેરાં. અરે મકુજે મેરી." ડોસીબાઇએ તૈયાર થતાં થતાં ખભરીને બારણું ખોલ્યું.

"નહીંરે મકુજે, 'એકસકયુઝ મી.'"

"અરે ચાલની તો પછી તારી ઇંગ્લીશ એટીકેટ ચલાવજે. હજુ તો મને બરાબર તૈયાર થવાનું છેની. ઓય કરતાં આપણાં પટેટીનાં પરોણાંઓ આવી લાગશેને."

"મકુજે આ 'મીતન્સ' ઠીક લાગેછ કે? મેં ખાસ આજને માટે મેડમ સ્ટેનલીને ત્યાંથી મંગાવ્યાછ. ને આ 'સ્ટોકીંગ્સ' જોવોની. આ સારી સાથ કેવાં મજાનાં મેચ થાયછ અં. કાંઇ શું શું કરતાં આ સારી જેવો 'પીકયુલર કલર' મલ્યો. જેમાંની સારી હોય તેમાંનાં મોજાં પેહેરવાની હમણાં ફેશન છે. એ એમ શું ડાચુ વસકાવીને જોવોછ જો મમા. બેઉ મલીને એક ગીનીની બીસાત છે." મેરીબાઇ બોલ્યાં.

"ને આય જોવોની કસબી 'શીફોન' કેવું લાગેછ? ખાસ આજની પાર્ટીને માટે મેં લીધું."

"ક્યારે લીધું? જરા મને પુછયું બી નહીં. ક્યાંથી લીધું?" ડોસીબાઈ બોલ્યાં.

"સેલમાંથી. જરા કોહેલું છે. તેમાં તો નેવું રૂપ્યે આપ્યું. બાકી જો એની ખરી કીંમત તો સો ઉપરની છેજો. મમા, ને એટલી સો રૂપરડીનું લેવાનું તેમાં વલી તમોને શું પુછવાનું આપરો ઓળખાંણુનો કાપડયો છે તે બીલ કાલે મોકલશે તે ચુકવી આપજો એટલે થયું."

"પણ તે આજની પટેટીની સારી તો મેં તમો બેઉ જનીઓને એકકી અપાવી'તીની. તેબી લગભગ પંચાવનની છે તેને શું છે, આજે હમણાં પેહરતાં. ને કેવી મજાની ઉપર મોંઘીદાત કસબી કોર છે."

"મમા તમે સમજો નહીં ને અમથી અમથી કટકટ નાં કરો. જેમ સારીનું કુમાસ જીનું ને પતલું ને જેમ તકલીદી દેખાવની તેમ તેનાં પેહરનારની મોટાઇ વધારે જણાય. સમજ્યાં." મેરીએ અક્કલ ખર્ચી. "આ 'શીફોન'બી ભાગ્યેગે બે ચાર વખત પેહરાશે." મેરી બોલી.

"એ તમે કેઈ સારી પેહરીછ મમા? 'માઇ

ગુડનેસ' સ્ટ્રોબરી કલરનું કસબી બધું ભરેલું ઓજર્યું! તે તો તમે એ વખત લગનમાં પેહરેલુંની.' મેરી બોલી.

"ઓ વાય. મેરી તું બી શું કોટક પાડેછ જો. એ 'ન લગનમાં પહેર્યું તેથી આજે નહીં પહેરૂં? એ તો બધાંને ઘણું ગમેછ. એનો રંગ એવો મજાનો છે ને સવાત્રણસો રૂપ્યા તો એ......"

"પણ મેં વાંચ્યુંછ કે વેલાતમાં તો મોટે ઘેરની 'લેડીઓ' એક વખત એક પોષાક જાહેરમાં કેઠે પેહરે તે બીજી વખત પાછો કોઈ મેલાવડામાં તે કબુ નહીં પેહરે. સમજ્યાં. ખબર નહીં હોય ત્યારે મુગાં રહીયે." મેરીએ કહ્યું.

ડોસીબાઈ પોતાની ફીલસુફ દીકરી તરફ રડમસ ચેહરે જોઈ બોલ્યાં. "મરરે ત્યારે તો ખરાબ લાગશે કે અં. બોલની મેરી. બદલી નાંખુ ત્યારે."

"અરે પણ હવે વખત કયાં છે? પાછી 'સ્ટાઈ-લીશ' રીતે સારી પેહરતાં તો તમોને ઘણો વખત લાગશે ને નીચે બધાં આવતાં હોશે. અં. માય, પેલી કુમી દસ્તુરબી આવવાની છે કે ની? જેનું તમે આપરા જાંગુ સાથ કરવા માંગોછ તે. મમા જરા 'સ્ટાઈલીશ' દેખાવ કરજો અં. ને થોડા થોડા ઇંગ્રેજી બોલ બોલજો અં, કે 'એડયુકેટેડ' લાગો. સમજ્યાં કે?" મેરીએ શીખામણ દીધી.

"હાસતો વળી, તેને વરે તો આ બધા પછાડા ખાઉછ. પણ જાંગુ ક્યાં ગયોછ જો! કાંઇ દીસ્તો નહી." ડોસીબાઇ વીટીઓનો ઝુરો હાથમાં લઈ લગભગ બધાં આંગલાંમાં એક પછી એક પેહેરતાં બોલ્યાં.

"'એકસકયુઝ મી' મમા, હરેક આંગલીમાં વીટી નહીં શોભતી જો. જરાક 'વલગર' જેવું લાગેછ."

"વારૂં હોશે. ફ્રેની ક્યાં છે? એ તૈયાર થઇછ કે?" ડોસીબાઇએ પુછયું.

"આઈ ડોન્ટ નો" મેરીએ ટીચકુ ફ્રીધું. "હોશે નીચે. ત્યારની તૈયાર થઇને બધી તકેદારી તો કરતી ફ્રરતી'તી." મેરી બોલી.

"એને કઈ સારી પેહેરીછ? મેં પટેટીની નવી આપાવી'તી તેજ કે?" ડોસીબાઇએ પુછયું.

"હા તદન 'ઓરડીનરી,' સાધારણ પેહેરવા લાયક, પચાસ પંચાવન રૂપ્યાની સારી, તે આજે પહેરી નીકલીછ. કોર જરા ઠીક છે. મને કેહેજે 'તુ બી મારી સાથે સટ કરીને એકમાંનીજ પેહેર.' પણ મેં તો કહ્યું 'ઓ નો માઈ ડીયર. આઈ......' ઓ મારી સારીનું હમણાં ચીર્યું નીકલી જતું સેંહ-જમાં બચી ગયું. હુ એવી બીહીધી."

"મેરી, મેરી, તું તો કેઠે જશે કેની તો ધણી થવાનું બચારાનું ચામડુંજ ઉતરાવશે જો." મમા

ડીયર લાડથી હસીને પોતાની ઈતર દીકરીનાં ગાલપર આંગલાંએ ટકોરા મારતાં બોલ્યાં.

"'ઓ માઈ ગુડનેસ, વોટ હેવ યુ ડન.' માયજી? મારો બધો 'કલર' કીધેલો ખરાબ થઈ ગયો. જોવોની તમે શું કીધું તે." મેરી આરસી આગલ જઈ પોતાનાં 'કલર' કીધેલાં મોઢાંપર મમાનાં આંગલાનાં છાપ જોઈને રડમસ ચેહરે બોલી ઉઠી. "હવે મને નવેસરથી બધો 'કલર' કરવો પડશે. તમે ઘણુંજ જંગલ......"

"બોઈ, બોઈ, નીસે ફ્રેનીબાઇ બુલાવેસજો. કેહજે આપરા કોમપાઉન્ડમાં ગાડી દાખલ થઈસ તે ઓય કરતી બારણું આગલ આવી લાગસે. ચાલની બોઇ. આપરી કુમીબાઇ હોસે." બોલી તે બાઈની 'એ-ડી-કાંગ' ખી-ખી-ખી-હસવા લાગી.

"ઓવાય. રોઝાય. એટલાં વારમાં આપરી બી થઈ ગઈ કે?" ડોસીબાઈ મલકાયાં.

"કાંય શું છે? મેરીબોઈ. તુ બી ઓવેસ કેની? ચાલ ચાલ. પણ એ એમ કાંય મોનું કીધુસ?"

"ચુઉપ. 'શટ અપ યુ બ્રુત. ગેટ આઉટ ઓવ માઇ સાઇટ. યુ-યુ-'"

મેરીબાઇએ તે આયાપર પોતાનો ગુસ્સો ખાલી કીધો.

"ચે'! એ ફીતે'ગો. ફીતે જાલે તુકા. ચે'! માઠા તુજી સીરીસ નાઠા. લાવ માજો પાગ દી. આઉ જાવાં." તે ફુટાઉ ફરંગન પોતાની ભાષામાં બોલી છેડાઈ પડી.

"માય રોઝાય, જરા થંડી પડનીતો. એ તો નાહાન છે હમણાં જ્યારે વીહાવાજન થવાનો વખત આવ્યો ત્યારે જવા નીકલી. ચાલ તુંને જાંગુ શેઠનાં લગનપર સુનાંની મજાની જેવી બાંગડી સાંકલી સઉ કરાવી આપશ. સમજી." અને રોઝાય 'માય' થંડાતો પડી ગયાં, તોપણ ધીમુ ધીમુ બબડતાં બબડતાં બારણું અફાલી ચાલી ગયાં.

"મેહરાં, મેરી તું જરા નીચે જા. જરા એઠ બીજી વીટી રહી ગઈછ તે પેહેરતાં તો હુ ભુલીજ ગ......"

"વોટ, ડુ યુ મીન? આઈ હેવ તુ......"

"એ માયરે. ગાડી તો આવી લાગી. બોય ઠરતી કે પોરટીકોમાં દાખલ થશે. ચાલ ત્યારે હુંજ જતે."

*　　*　　*　　*

"આવો માય, આવોજી. સુનાબાઈ માય. આવો-આવો" પછી તુરત મેરીએ ઈંગ્લીશ બોલવા કેહેલું યાદ આવવાથી "યુ આર વેલકમ" કરી બોલી અદબ-

વાલી પોતાનાં અર્ધાં ઉઘાડા હાથોપર પેહેરેલી હીરાની બ્રેસલેટ સરખી કરતાં ડોસીબાઈ નમ્યાં. અને પછી જાંગુ, જે સુનાંબાઇની પછવાડે ઉભેલો હતો, તેનીપર નજર પડતાં "કેમ જાંગુ તું કયાં હતો" કરી બોલી ઉઠયાં. "માય સુનાંબાઈ તમારાં ભાણેજ કુમી માયબી આવ્યાછ કેની? એવણુ કેટલાં 'સ્વીટ' હોવાં જોઈયે કે 'સેરીમની' ને બાજુએ મુકીને આવ્યાં. ચાલો આજે બરાબર પેટ ભરીને મલવા માટે મેં એવણુને બોલાવ્યાં. મેં કોઈ દાહાડો એવણુને જોયલાં..............."

"એ–એ–એ–એવણુ કોણ?" કુમી જે અત્યાર વેર જાંગુની પછવાડે ઉભેલી હતી તે બાહાર નીકલી આવતાં ડોસીબાઈ બોલી ઉઠયાં.

"જી. એવણુજ મારાં ભાણેજ, કુમી દસ્તુર છે." સુનાંમાસી બોલ્યાં.

"બાઈજી, આપરે અગાઉ મલેલાં છૈયે. મને ભુલી ગયાં. તમારી સારી લઈને હું આવી હતી, બાઈજી સાહેબ." બોલી મસ્તાંન કુમીએ બીચારાં ડોસીબાઇને રડમસ કરી નાંખ્યાં. તેવણે ઘણુંબી ઈચ્છયું કે તેવણુ બેસુધ થઈ જાય કે બધાં તેઅણુની દયા આય. પણુ નહીં તેમ તો કાઇ થયું નહીં. પણુ તેવણુ સાવજ જેવાં એક પુટલાંની માફક થંભ થઈ ગયાં. જાંગુને

તેવણુની દયા આવી તેથી તુરત તેવણુને ગલે વળગી પડયો.

"મમા, માયજી મને માફ કરો. મેં અને કુમીએ એક બીજાંને પરણુવાનો વચન આપ્યો તે વીશે હું તમોને તરતજ કેહેવાનો હતો. પણુ તે દીને પેલાં કોઈ કાજ કરવાવાલાં બઈરાં આવેલાં ને મારી કુમીનુંજ મારી સાથ કાજ લાવ્યાં કરી હું ગમતને ખાતર તમારી આગલ કેહેતાં થોભી ગયો."

"પણુ મને–સમજ–પડતી નહીં. તમે–લોક અદરાયાબી...ને-ને-ને કુમી–મારી–સારી–કયાંથી–લાવી, જરા........"

"માયજી. હમે એક બીજાને વચન આપ્યોછ. પછી અદરાવાની ક્રીયા તમે ખુશી પડે તેમ કરજો. ને સારી તો કુમી એમ લાવી કે એક ગરીબ બાઈને ત્યાં કુમી મદદ કરવા ગઈ હતી. તે બાઈ તમારી સારી લાવનાર હતી. પણુ તે ઘણી સીક હોવાથી કુમીને દયા આવી ને એ પોતે લઈ આવી." જાંગુએ ખોલાસો કીધો. પછી કુમી તરફ જોઇને બોલ્યો "કુમી ડીયર. મારાં માયજીએ તુંને અપમાન કીધું તે તેં માફ કીધું કેની?"

"જાંગુ, એમાં માફ શું કરવાનું, એવણે મને તો ઘણું માન આપ્યુંછ એ તો પેલાં

કોઈ ગરીબ બાઇને બીચારાંને અપમાન આપ્યું. ” કુમીએ પોતાની મસ્તાંન આંખો જાંગુ તરફ ફેરવી જવાબ દીધો; પણ જાંગુનો ' સીરયસ ' ચેહરો જોઇને વરત પોતાની ભવીષ્યની સાસુને ગલે વલગી પડી. પછી ફ્રેની, જે અત્યારવેર હવાઇને શું બનતું હતું તે જોયા કરતી હતી; તેની આગલ જઇને, તેણીને હસીને એક કીસ કીધી, ને પોતાની આંગલેથી એક કીમતી વીટી કાઢી હલુસેથી ફ્રેનીનાં આંગલાંમાં સેરવી દેતાં તેણીનાં કાંનમાં કહ્યું કે “ એક ગરીબ બાઈની યાદમાં એ પેહેરજે ડીયર. ”

“ કુમી અહીં આવ દીકરા. તારી સાસુને પગે પડ.” સુનાંમાસી બોલ્યાં. કુમી વાંકી વલીને પગે પડી. તેટલાં મેરી મોઢાંપર ' કલર ' કરી પરવારીને ધસારા-બંધ દાદરપરથી ઉતરતાં, દુરથી પોતાની માતાને કોઇ ખુબસુરત છોકરીને પગે પડતાં જોઇને બબડી.

“ ' વોટ ઓરથોડોકસ પીપલ ? ' પગે પડે ! જાણે સેજદો કરતાં હોય તેમ. ' કેન નોટ ધે કીસ... ' ”

પણ તેટલાં તો ગરીબ બીચારાં મેરીબાઈને દાદરને કીસ કરવી પડી. તથા પેલી ' શીફોન 'ની સારી જે ઘણી ઉકમાઈથી પેહેરી હતી તેનું ચીર્યું નીકલી ગયું ને એક બુટ ગબડતુ ગબડતું નીચે જઈ પડયું, માથે નશીબે યા સારે નશીબે કહો પણ તેવણુને મદદ

કરવા કોઈ આસપાસ હતું નહી. બધાં તે વખતે અંદર હોલમાં દાખલ થયલાં હતાં. એક પગમાં ઉંચી હીલનાં બુટ તથા બીજા વગર બુટનાં પગે તેવણુ કુદતાં કુદતાં દાદર ઉતરી બુટ પહેરીને પાછાં ફાટેલી સારી બદલવા બબડતાં બબડતાં ઉપર ગયાં. "અરે પણુ એ છોકરી કોણુ છે? દુરથી કાંઈ બરાબર ઓલખાઈ નહીં. મોહ્ડું કાંઈ જોયલું જેવું લાગેછ." બોલી તેવણુ વમાસવા પડયાં. અંતે થોડે વારે હાથે પગે કોલનવાટર ભરી ચોપડી પેલીજ તેવણુને મનથી 'ઓરડીનરી' પેહેરવા લાયક સારી ઉતાવલે પેહેરી નીચે પટેટીનાં પરોણાંઓને મલવા આવ્યાં.

---

# પ્રકરણ ૬ ઠું.

## મારી મેરી મડમ.

"'વેલ નેલી?' ક્યા હય? 'વોટ આર યુ લાફીંગ એટ.'"

"'જસ્ટ કમ હીયર,' મીસ સ્ટુઅર્ટ. 'માઈ સીસ્તર' ગીર પરા."

"'વેલ, યુ મસ્ત નોટ પીપ લાઈક ધેત. ગો એન્ડ હેલ્પ હર.' જાઓ, ઈસ્ઠા પાસ જાવ." મીસ સ્ટુઅર્ટ જે નેલીની ગવરનેસ હતી તેણી એઠ નોવેલમાંથી ડોકું ઉંચું કરી બોલી.

"'ઓ. શી ઈઝ ઓલ રાઈટ,' કુચ્છ લગા નહીં. 'શી હેઝ ગોન અપસ્ટેર્સ અલરેડી'" નેલી બોલી. ઉપલી વાત નેલી અને તેણીની ગવરનેસ વચ્ચે થતી હતી. જ્યારે મેરી દાદારપરથી પડી ગઈ ત્યારે તેણીનો રકાસ કોઇએ જોયો નહીં કરી મનમાં તેણી ખુશી થતી હતી. પણ તેણીની નાધલી બેહેન નેલીએ બારણામાંથી ચીમાઇને તે બરાબર જોયો હતો. અને કહેવાને દલગીરી ઉપજેછ કે તેણીનાં પેટમાં જરા થંડકબી પડી હતી. કારણ કે મેરીએ આજે તેણીને પાર્ટીમાં આવતી અટકાવી હતી કે ઇંગ્લીશ 'એટીકેટ' પ્રમાણે બચ્ચાંઓથી અવાય નહીં. અને ડોસીબાઈ પોતે પોતાની મરજી પ્રમાણે

ચાલવાને અશક્ત હતાં. મેરીએ કહ્યું એટલે ખોદાએ કહ્યું એમ તેવણુ સમજતાં. જેથી ગરીબ નેલીને પોતાની ગવરનેસ સાથ આજે પટેટી જેવે દાહાડે એક ઓરડામાં ગોંધાઈ રેહવું પડયું હતું. તેણી આશરે બારેક વરસની હતી. તેણીનાં બપાઈનાં નામ પરથી તેણીનું નાંમ નવાજબાઈ પાડયું હતું. પણ મેરીને તે અસલી પડયું, તેથી પોતાનાં માય બાવાપર તોફાન કરીને નવાજબાઈ પરથી ઈંગ્લીશ નેલી દાખલ કરાવ્યું હતું. મેરી વારંમવાર પોતાનાં માયબાવાને કેહતી કે મમા તમારૂં ડોસીબાઈ કેવું અસલી નાંમ. પપા તમે ડોસાં, ડોસાં, શું ટુંકમાં બોલોછ. ડોલી બોલો. તે મજાનું ઈંગ્લીશ નામ જેવું લાગશે. પણ ડોસીબાઈ બીચારાં શરમાઈને બોલતાં કે "ડોલી જેવી બી પડી કેની તે તારો બાપ મારૂં નાંમ ડોલી બોલે તે ઘણું શોભે. નહીંબા મને તો માંફ કર. મેહેરાં અરે મકુજે મેરી. વલી તારૂં કહ્યું માનીને તારી બેહેન થતીનું નવાજબાઈ, તથા નાંજા, પરથી 'નેલી' રાખ્યું કેની?"

* * * *

"ઓ મેરી, 'માઈ ડારલીંગ,' તું આવી કે? ચાલની તારીજ વાર જોઉછની. હું ત્યારની આવીને તું તો જરા આવકાર આપવાબી નહીં ઉભી વારૂં?" મેરી હોલમાં દાખલ થવા બરાબર તેણીની સહી

પરીને કહ્યું. મેરી જેવીજ પરીનબી એક ઘણી છાલ-ક્ડી ને ઈતર, એક ગરીબની છોકરી હતી. તેણી પોતાનાં લખલુટપણાંથી પોતાનાં ગરીબ માતપીતાને ત્રાહે ત્રાહે પોકરાવતી. તેણી ગોયા મેરીનું પુછડું હતું. મેરી જે કહે તે તેણી 'હાજી હા' કરી ખુશામત કરતી.

"મરે! અરે મકુજે ડીયર. જરા ડ્રેસ કરતાં વાર લાગો." મેરી બોલી.

"એ આજે એમ કાંય? તું બધાંને કેહે ને આજે તેં એમ કાંય એટલાં 'કોનત્રાસ્ટ કલર' નાં મોજાં પેહર્યાંછ. તારી સારી હેલચોટ્રોપ છે તે તો 'કલર' જાણેકે હમણાં ફેશનમાં છે. પણ તેની સાથ મોજાં 'બ્લુઈશ' જેવા રંગનાં કાંય પેહર્યાંછ વારૂં?" પરીને પુછ્યું.

અરે નહીંરે. કોણે કહ્યું મેં તો મેચ પેહર્યાંછ. પછી પોતાનાં પગ તરફ જોતાં મેરીને ભાંન આવ્યું કે ઉતાવલમાં ફાટેલી 'શીફોનની' સારી બદલી પણ મોજાં બદલતાં તો તેણી ભુલીજ ગઈ હતી. પણ તુરત તેણીએ પોતાની ભુલ કબુલ કરવાને બદલે અને ફેશનની ફીશીયારીમાં પોતાની આંટ ઘટાડવાને બદલે, ઓરંગો માર્યો કે મેં 'લેટેસ્ટ ફેશન બુક'માં વાંચ્યું કે ડ્રેસ ને મોજાંનો રંગ એકેકથી તદન ઉલટો જુદો જુદો જોઈએ!"

"ખરેખર! 'રીયલી'? અરે પણ આય કોણ? કોઈ બે 'સીસ્ટરસો' જેવાં લાગેછ." પરીને પુછયું.

"હારે એતો પેલી દુબાશ બેનો છે." મેરી બોલી.

"મરે દેખાવમાં તો મારા જેવીઓ છે. ને બ્લાઉઝની એક બાંય એક જાતનાં કપડાંની ને બીજી બાંય બીજી જાતનાં કપડાંની પેહેરી નીકલીઓછ. 'માઈ ગુડનેસ' એ ફેશનતો હવે જુની થઈ ગઈ. મારા કેટલાં બ્લાઉઝ એમાંનાં મેં શીવાડેલાં તે બધાં મને રદ કરી નાંખવાં પડયાંછ. થોડાં આયાને આપી......"

"ઓ નહીંરે એમ નાં બોલ. 'માઈ મેરી.' તારા જેવીઓ હોય તો સારૂંજ તો. તુંતો પુનમનાં ચાંદ જેવી છે. તું તો મારી 'મેરી મડમ' છે. મરે મારૂં પરીન નાંમ છે તેને બદલે તારૂં નાંમ પરીન હોતે તો કેવું મજાનું. તું પરી જેવી છે તે એ તુંને વધારે શોભતે. મરે મારા જેવીઓ એ લોક છે એમ કેહેતો જરાબી ચાલે વારૂ." પરીન મેરીને ચઢાવતાં બોલી.

મેરીને જ્યારે બી 'મેરી મડમ' કેહેવામાં આવતું ત્યારે તેણીને તે ઘણુંજ ગમતું માટે તેણીએ પરીનનો હાથ જોરમાં પ્યારથી દાબ્યો. અને પાછી બોલી. "પરીન દીકરા! હું તારે માટે એક 'શીફોનની' સારી મોકલાવશ અં. મેં આજેજ નવી પેહેરીને જરા ચીર્યું

નીકલી ગયું. બરાબર શીવી લેશે કેની તો, કલ્લીમાં છે તે જણાશે નહીં. પણ આપરેથી તો બા એમ શીવેલી સારી નહીં પેહેરાયબા." "જાબા એમ ઘડી ઘડી તું મને શરમાવ્યા કરેછ મેહેરાં. ઓ માયરે નહીરે 'મેરી મડમ' અરે મકુજે 'મેરી ડારલીંગ'" પરીન બોલી.

"નહીરે એમાં શું જો." મેરી બોલી. "નજદીક સો રૂપ્યાની છે જો. તું કેઠબી પેહેરીને જશે તો બધાં તારી વખાણ કરશે. જરા સંભાલ રાખજે શીવેલું દીસે નહીં સમજી."

"મેરી, તારો જાંગુ આજે કેવો શોભેછ અં." પરીન બોલી. "મારૂં એની સાથ ગોઠવ. એ મને ઘણો ગમેછ." પરીન નફ્રતાઈથી બોલી.

"દીકરા, હુ શું કરૂં, મારૂં તો ઘણુંબી મન છે. પણ મમાને તો પૈસાવાલી છોકરી જોઇયેછ, કોઈ આગલ કેહેતીનાંજો. તુંને હલુસે કેહેવુંછ. હમણાં કોઈ કુમી દસ્તુર કરીને ઘણી મીનમીન્યાવાલી અહીં હમારા પડોસમાં રેહેવા આવીછ. તેનીપર માયનો તો દોલો ખોબ્યોછ." મેરી બોલી.

"કોબ્ુ? પેલી ઘણી ફેશનેબલ છે તે કે? મરે કેહેજે તનું તો ભેજું ઠેકાંણે નથી. કેહેજે કે બધેબધ ગાંસડાઓ લઇને ભટકેછ ને ગરાબોમાં કપડાં ને પૈસા, અનાજ એમ વેહેચેછ. મરે એટલી બધી તે શું

દોલત ઉભાઈ જાયછ જે. આય શું પેલી રહી. જેની કાંઈ બે કીધાછ ને કાંઈ...મરે જાંને નરી ભુચી. ને સારીબી કાંઈ જરાક જુદ્દી સ્ટાઇલે પેહેરીચ અં." "અને આખા માથાપર આવી રહે તેવો કાંઈ મોટો જબર દસ્ત હીરાનો 'સ્પ્રે' પેહેર્યોછ તે જેચો કે?" બીજી એક ચીબાવલી મેરીની સહી બોલી. "અને ખભાં આગલ સારીપર મોટું ઇનેમલનું બો ખોસ્યુંછ તે જેયું કે? ઓ માયરે કેટલું મોટું! દુરથી તો જાણે રીબનનું મોટું બો કીધું હોયની તેમ લાગેછ. પણ હું અસેમસે જરા આગલ જઈને જોઈ આવી. 'રીયલ ઇનેમલ' નું છે જા." એક ત્રીજી એ ઉમેર્યું.

"તમે લોક એમ મશકરી કરોછ પણ મને તો મજાનું લાગેછ. શોભેછ. આય ઇનેમલનું બો આટલું મોટું કેવું મોઘું થયું હોશે. એ તો કોઈ જરા કાંઈબી નવું કરે તે આપરે મનમાં તો સમજ્યેરે કે સારૂં લાગેછ ને પછી આપરેબી તે પ્રમાણે કર્યેછ. પણ એ કુમી........"

"ઓ એ કોણ? જાંગુ કે? હું કેવી બીહીધી. એ કેમ કેટલો આસ્તેથી આયો?" મેરી બોલી.

"આય આપણાં પડોસન કુમી દસ્તુરને તારી સાથ 'ઇનટ્રોડયુસ' કરવા હું લઈ આવ્યોછં. 'કુમી આય મારાં બેહેન મેહેરાં.'"

મેરીએ આવડો આવડો દાલો ગરીબ બીચારા

જાંગુપર કાઢયો. "યુ શુડ સે મેરી પ્લીઝ."

"ઓ આઈ બેગ યોર પારડન મેરી માડામ." જાંગુ નમીને બોલ્યો.

"યસ આઈ શુડ હેવ સેડ મેરી." પછી મેરીની બીજી સહીઓ જે કુમી કરતાં જાંગુ સાથ વાત કરવા વધારે તલપી રહી હતી; તેઓ વરફ જરા હસીને નમીને ચાલી ગયો.

"આવો. આવો. બેસો કુમી. 'વેરી ગ્લેડ તુ સી યુ'" મેરી બોલી. "આય મારા 'હારતીએસ્ટ ફ્રેન્ડ' મીસ પરીન ને આ મીસીસ તારાપોર ને આય મીસ શીરીન જસાવાલા." મેરીએ પોતાની સહીઓને 'ઈનત્રોડયુસ' કીધી.

કુમી તેઓની અંદર ખુશાલ ગોઠવાઈને બેઠી અને જરાવારમાં પલોટાઈને હસવા બોલવા પડી ગઈ.

"કુમી, એ આય તમારો ઈનેમલનો બ્રુચ કેવો 'લવલી' લાગેછ. ઘણો 'કોસ્તલી' થયો હોશે અં." મીસીસ તારાપોર બોલ્યાં.

કુમી સેહેજ હસી. "હા. 'રોયલ ઈનેમલ' છે તે જરા મોઘો થયો ખરો. મેં ઈંગ્લાંડમાં કરાવ્યો'તો."

"અરે પણ કુમી, સમજેછ કે." મેરી બોલી.

"કાલે ફ્રેની તે હમારે ત્યાં મમાની સારી લઇને કોઇ ગરીબ બઈરાં આયા'તાં. તે જાણે આબાદ વમારોજ 'ફ્રેસ.' મરે તમોને એટલાં બધાં મળતાં કે જાણે તમારાં બેહેન હોયની."

"ખરેખર!" કુમીએ પોતાની હસ્તી આંખોએ મેરી તરફ જોઈ ગમત લઈ પુછયું.

"અરે પણ તું તેનો ભપકો જોતે કુમી, તો કેહેશે આય શું. ગરીબ માંનસને અમથો એટલો ઈતરાવ ને સારીબી એવી મજાની પેહેરેલી તે મેં તો પુછયું બી કે બઇરાં તમોને કોણે એ સારી આપી? કુમી હસ્તુરે કે? પણ 'મેનર્સ' મજાની આવડે જો. મારાં બેહેન ફ્રેનીએ ખુરસી આપી તે 'ઠેંક યુ' બોલી ને વલી મારાં મમાને તો બસ બાઈજી સાહેબ, બાઈજી સાહેબ એમ બોલે." મેરીએ વડાઈ હાંકી.

"પણ મને જો ખરૂં પુછાવો તો તે બાઈજી સાહેબ, બાઈજી સાહેબ બોલે ત્યારે તમોએ એમ બોલવા નાં કેહેવું જોઈતું હતુ બધાં માનસો સરખાં. કેમ ખરૂં કેની?" કુમી ગંભીરાઇથી બોલી.

"હારે મરે. મને તો બીચારીની એવી દયા આવી કે બોલ્યાની વાત નહીં." ઢોંગી મેરી બોલી.

"એ આય 'સ્કેર ક્રો' જેવો કોણ છે? પે–લો

કોઈ પોરીયા જેવો છે તે." મીસીસ તારાપોરે હસીને પુછયું.

"અરે ચપરે. પેલી મેરી સમજશે. એ તો એનો નાંધલો ભાઈ રૂસી છે." પરીને મીસીસ તારાપોરનાં કાંનમાં કહ્યું.

"ફ્રેની કયાં છે? કાંઈ દીસતી નથી." શીરીન જસાવાલા બોલી. "હમણાં હમણાં દેખાવમાં એ ઘણી મજાની થતી જાયછ અં. એનો 'ફેસ' ઘણો 'સ્વીટ' લાગેછ. મેરી, તારા કરતાં કોઈ વખત એ 'પ્રીતીઅર' લાગેછ જો. એ જરા ભરાઈ છે તે શોભેછ. તું કયારે માસ લેશે વારૂ? દાહાડે દાહાડે છેકજ ચેકેપાઈ, મરેરે શું બોલતાં શું બોલાઈ જાયછ. મકુજે સોરત્યું અરે નહીં રે 'ડેલીકેટ' થતી જાયછ."

"'વોટ નોનસન્સ' મારી મેહરાં ઓ નહીં રે 'મેરી મડમ'ને કોઈ નહીં પુગે જો." પરીને સીપલાસ કીધો. "પણ એ બીચારી ઝાઝું ખાતીજ નથી તે ભરાય બી કયાંથી જો?"

"નહીં બા ઘણું ખાઉં તો હું તો ડોંગી થઈ જાંઉબા." મેરી ગાલ ફુગાવીને બોલી.

મીસીસ તારાપોર જેવણુ મજાનાં બનામે ઈઝહ જેવાં હતાં તેવણુ બોલી ઉઠયાં. "અરે તુંબી શું કોટક પાડેછ જો. હમણાં એ બધી ફુકતીઓ શું કરી રહીછ

ઝાઝુ ખાય નહીં ને અર્ધાં ભુખાં થોકાય. આપણને તો બા સીક હોઇયે કે માંદાં હોઇયે પણ ખાવા વગર ચાલે નહીં. જેવોની મારા ભાઈ કાવસનોજ દાખલો લેવોની. તે બીચારાનો ખાધાપીધા વગર જીવ જુમાઇ જુમાઈ જાય ને બધાં જનાં કાંઈ શકતીની દવાઓ આપે ને કાંઈ તરેહવાર બીજા ઉપાયો કરે. પછી સારીકાંની ખાવાપીવા માંડ્યું ને સાજો વાજો થઇ ગયો."

"છોકરીઓ, હું હમણાં આવુંછ અં. 'એકસક્યુઝ મી'" મેરી બોલી.

"ઓ વાય. પેલી! ફ્રેની થતી ક્યાં ભરાઈછ જો. જ્યાં છે ત્યાં પેલી નેલીને પતાવા બતાવા ગઈ હોશે." મેરી મન સાથ પટપટી. પછી તેણી નેલીનાં ઓરડા તરફ ગઈ ને ઉંબર આગલજ અટકી ઉભી. ફ્રેની નેલીને પતાવતી હતી. તેઓની બારણાં તરફ પીઠ હતી. "ચાલ દીકરા તું દલગીર નાં થા. હું તારી આગલ બેસુંછ અં. જો આ તારે વાસ્તે દરેઠ જાતનાં કેકમાંથી થોડું થોડું લાવીછ. લે માય ખા. એમ તું સપરમે દાહાડે કરેછ તે મારો તો જીવ બર્યો બલી જાયછ જો. લે આ આઈસ્ક્રીમ ખા. આ ક્રીસ્ટલાઈઝ ફ્રુટ તુંને ઘણી ગમે તે બધી લાવીછ. તુંને જેટલું ગમે તેટલું ખા ને પછી તુંને ગમે તો બીજુંબી મંગાવશ સમજી." ફ્રેની બોલી.

"જોવોની ફ્રેનીમાય. મેં મેરીને કેટલા કાલાવાલા કીધા કે મને જરા પાર્ટીમાં આવવા દે. મેં કહ્યું કે તમે કેહેશો તો હું બધાંની સાથે નહીં જમશ. અગાઉથી ખાઇ લેવશ. પણ નહીં, એ તો કેહેજે નાધલાં છોકરાંઓ તો નરસરીમાં ગવરનેસ સાથજ રેહે. એમ ઇંગ્લીશ ધારો છે. અરે ધારો શાંનો જો, વલી નાધલી છોકરીઓ એમ તો કોઇ વખત પાર્ટીઓમાં જતી નથી કે. નેલી બબડી. અં. ને જોવોની મેં એમ બી કહ્યું કે નહીંતો હું સારી પેહેરીને આંઉં. તે માયરે કાંઇ એટલાં છેડાયાં, એટલાં છેડાયાં, કેહેજે મારૂં નાકજ કપાઇ જાય, એટલી નાધલી છોકરી સારી પેહેરે તો. મમા તો તે દાહાડે કેહેતાં'તા કે તમે ને મેરીએ બાર પુરાંએ સારી પેહેરી'તી ને મને બાર વરસ તે મેં જરાવાર પેહેરવા માંગી ત્યારે મેરી કેહેજે મને ખરાબજ લગાડેછ. હમણાં એટલું જલદી સારી પેહેરાવાની ફેશનજ નથી. સોલ સતર વરસવેર એમજ ફરવાનું."

"તું સમજ્યા કર એનું. ફેશનમાં ને ફેશનમાંજ મરી ગઇછ. ઉખરા જેવી સોલ સતર વરસની છોકરીઓ સારી વગર ઘણી સારી લાગે! કોણ જાંણે ડોસીબા.........અરે માયજી એને બધાંમાં એટલી શાંની ચઢાવી આપેછ ને બધુંજ એનું કહ્યું કરેછ ત્યારે પછી એ એવો દોર........."

મેરી ઉંબર આગલથી આસ્તે રહીને ફ્રેની તથા

નેલીની સામે કમરે હાથ દઈને આવી ઉભી. "તમે બેઉ જનીઓએ બેહેન થતીની એટલીજ ઘોર ખોડી. બોલોની. બોલોની. હું સમજવાજ આવીછ."

"ચાલ મેરી મુગી રહે. છેકજ ઘાતકી નાં થા. આજે તું નેલી તરફ ઘણીજ સખત થઇછ. સમજી."

"ત્યારે મીસ ફ્રેનીબાઈ તમે શું એમ કેહેવા માંગોછ કે આપરે ઇંગ્લીશ એટીકેટ........"

"અરે તુંને બી શું કેહું ને તારી ઇંગ્લીશ એટીકેટનેબી. એ હમણાં કોનુ જાંણે પારસીઓએ માંડયુંછ શું કે જરા જરામાં ઇંગ્લીશ. જાંણે બધુંજ ઇંગ્લીશ સારૂં હોય તેમ. તે લોકની જે રીતભાત આપણને માફક આવતી હોય ને સારી લાગતી હોય તે દાખલ કરવી, નહી તો નહીં. તું જા. જા–તારી સાથ વાત કીધેલી ફોકટ છે. તારા ભેજામાં તો ભુસુ છે ભુસુ." ફ્રેની ચીરડાઇને બોલી "માય નેલી તું તારે ખા નચીંતે. બીજું કાંઈ જોઇયેછ?" નેલી તરફ ફરીને ફ્રેનીએ પુછયું. હું હવે જાંઉ દીકરા? પણ મીસ સ્ટુઅર્ટ, ક્યાં ગઇછ?"

"હમણાં આવુંછ કરી કહીને તો ગઈ." નેલી બોલી.

"કમીંગ ડીયર, આઈ એમ જસ્ત કમીંગ." મીસ સ્ટુઅર્ટ પાસેનાં ઓરડામાંથી કરતન ખસાડીને

નેલીનાં ઓરડામાં આવતાં બોલી.

"ચાલ દીકરા. હું જાઉંછ અં. જાગ્યા નાં કરતી. જલદીથી દાદારજી કરીને પોઢજે અં. મરૂં." ફ્રેની બોલી.

"અને બેહેનની રાવ કરતી રેહેજે અં. મરૂં." મેરીએ ચેસ્તા કીધા.

"ઓ માઈ ડીયર કઝીન ચાર્લી, વોત એ સરપ્રાઈઝ, વેહેન ડીડ યુ કમ ? આઈ વોઝ સો સોરી નોટ તુ સી યુ એની વેહેર." મેરી હોલમાં દાખલ થવા અગાઉ વરંડાપર સામે ચાર્લી મલતાં બોલી ઉઠી.

મેરીનાં કાકા કાવસજીનો 'ચાર્લી' છોકરો હતો. કાવસજી ઘણો વખત ઈંગ્લાંડમાં રેહેલા હતા. પણ હાલમાં થોડો વખત થયો ઈંડિયામાં આવી વસ્યા હતા. તેવણ મડમ સાથ પરણેલા હતા. અને તેઓનો એક પુરો દીકરો તે ચાર્લી હતો. ચાર્લી ઘણો મસ્તાંન અને રમુજી હનો. તે પોતાની 'કઝીનો' સાથ ઘણો પલોટાઈ ગયો હતો. અને તેઓનાં સમાગમમાં આવ્યાથી ગુજરાતી ભાગુટુટુ બોલવા શીખ્યો હતો. તેને ગુજરાતી બોલવાનો ઘણો શોખ હતો તેથી મેરીએ ઈંગ્લીશમાં પુછ્યા છતાં તેણે ગુજરાતીમાં જવાબ આપ્યો.

"હું ગવરનેસ ઓરડા ઉતો. તમે–એવણ સાથ

જમવાને બેસાડવાં જોઇયે. એવણુ-ઘણું-ઉદાસ-છે. તેથી ને કરીને........"

"'બત ચાર્લી માઈ ડીયર,' ઇંગ્લીશ લોકો એમ ગવરનેસને સાથે બેસાડતાં નથી તેથી મેં ઇંગ્લીશ........"

"'માઈ ડીયર મેરી.' હું પોતે ઇંગ્લીશ ચે. હું ક્રાઇસ્ટને માનેચે. બત-મને-તુમારા પારસી લોકનાં થોડા રસમ ગમેચે. એક વાત કેહેવુચે તે સમજો. 'ઇન પપાસ ઓફીસ ધેર ઇઝ એ પુઅર ઓલ્ડ કલાર્ક,' તેને તીહાં શાહાદી હતી. મેને ઘણી 'એનત્રીતી' કીધી કે ઝરૂર શાહાદીમે આનાં. 'સો આઈ સેડ યસ.' અબી તે કલાર્ક સબ લોકકુ કેહેતા ફ્રે કે સાબ આનેકા હય. સાબ આનેકા હય. હુવે છે તે કરીને મને સાબ લોકકા માંફક જાનેકુ અચ્છા નહીં લગા. ચુપચુપ બેઠ કર જેમ તેમ હુસ્તાં મોઢાં રાખવા પડેચે. 'એ મોસ્ત ટ્રાઇંગ તાઈમ વેહેન વી સીત ઈન એ ક્રાઉદેડ રૂમ તુ સી ધ વેડીંગ સેરીમની ઓવ ધ પારસીસ.' 'એન્ડ' તમે 'સમ' પારસી લોક એટલા હમો માટે 'ફસ' કરોછ તેથીને કરીને હું પારસી પોષાકમાં ગયો ઉતો."

"ઓ માઈ ગુડનેસ." મેરી જે ધ્યાંનથી સમજતી હતી તે બોલી ઉઠી. "પછી-પછી-ચાર્લી 'વોટ ડીડ યુ ડુ ધેર?'" "'આઈ ક્રાઈતન્ડ ધેત પુઅર હોસ્ટ

એન્ડ સેત ઓન એ ચેર. યુ સી.' આપુણુ ઓ લોકકા સાથ ખાનેકુ બેઠા. 'એન્ડ આઈ એનજોયડ ઈટ.'" હા-હા-હા-હા-ચાર્લી મોટેથી હસી પડયો.

"ઇચે! પેલો ચાર્લી છાબ ને ઓલી 'મેરી મડમ' તો ઈફાં દેખુ. હું કાહારનો છંધે છોધુને." પેમલો લાલ્યો ગુપચુપ તેઓની પછવાડે આવીને બબડવા લાગ્યો. "ફારછ તો છારો થતો દેખુ. એક બીજાંની બગલમાં હાથ છઉ આપેલો દેખુ. એ ચાર્લી છાબ ઠીધો છોટા જેવો ને ઉસો ગરાર જેવો ને છોનેરી મુછ્વાલો છે તે મેરીબાઈ મોહી પડેલી દેખુ. અરે તારૂં છું થછેરે મારી 'મેરી મડમ'" કરી પેમલાએ પોતાનાં પગપર હાથ થોકયો. "એ ચાર્લી છાબ બરો માજન કરાંન સેજે. હમણાં તો ઓલી ગવરનેછ છાથ ઘેલાં સેગાં કઢતા'તો. હકવે. લાવની જરા ખંખાર તો મારી જોઉં. એ છું વાત છું કરી મરે. અં-હું-હું-હું......"

"ઓ માયરે એ કોણ?"

"અરે એ તો હું પેમલો છું રે. કેવારનો અહીં ઉભો...અરે મકુજે તારનો છોધતો છું ને?"

"કયા હય?" ચાર્લીએ પોતાની મુછ સમારતાં પુછયું.

"છાબ તુમકુ બાઈ બુલાવેને. ને મેમછાબ તુંને બી બોલાવે."

"અચ્છા આતા હય."

## પ્રકરણ ૭ મું.

### આયા રોઝાય.

"ચાલો! મારા દાદારજી પરથી મરૂરે તે બધું આમાંન પાર પાડયું." ડોસીબાઈ, બધા પરોણા ગયાં કેડે, હોલમાં એક સોફાપર અલેટાતાં બોલ્યાં. "કેમ છોકરીઓ તમે 'એનજોય' કીધું કેની?"

"રોઝાય આયા, કાંહાં ગઈજો. માય રોઝાય જરા અહીં આવતો મરૂ?"

"કેમ સું કેહેસ?"

"લે જરા મારાં બુટ મોજાં કાઢતો. મરેરે. જીનાં 'ટો' નાં બુટ પેહેરતાં બધો મારો દમ આખર થઈ ગયો. ને લે આ સારીબી કાઢતો."

"પણ તું ઉઠેસ કેની? એમ કેમ કારેસ?" આયા છેડાઈ.

"મરેરે. રાનનો તારો તો મીજાજજ ભારી." ડોસીબાઈ સોફાપરથી ઉઠતાં બોલ્યાં. "ને લે આ બદીઆંનબી ઓજયું ઘણુંજ તાઈટ શીવી મોકલ્યુંછ. જરા બટન કાઢતો."

"ચાલો હવે ફરાગત લાગેછ." ડોસીબાઈ

ફુટ્ટકારાનો દમ ખેંચી પાછાં સોફાપર અલેટાતાં બોલ્યાં.

"મમા એમ તમોએ હોલમાં નહીં અલેટાવું જોઇએ. મેં ઇંગ્લીશ વાતોમાં વાંચ્યુંછ કે 'રેસ્ટ ગાઉન' કે 'ડ્રેસીંગ ગાઉન' પેહેરીને બેસે." મેરી બોલી.

"લાવની, લાવની. રોઝાય. મેરીબાઈ કેહેજ તે લાવની મારો ગવન." ડોસીબાઈ હાંસીને બોલ્યાં.

"કીયો લાવેસ? તાં તો ઘોડાપર તો કપડાંનાં બધા ઢગલા પડયાસ. તે મોંને સોમોજ નહીં પડેસ, કે કીયા લાવવાના?"

"પણ તે થોડાં કપડાંની ઘડી કાંય નહીં કરતી. નહીં તો ખુટીની કબાટમાં થોડાં ઓલવ." ડોસીબાઈ બોલ્યાં.

"મેરીબાઈ કેહેસ કે બધાં એમજ ટાંગવાનાં. ઘેરી નહીં કરવાનાં. સોમજી. પુસની એને."

"ચુપ તુંને કોણ ટકટક કરાવેછ 'શટ અપ' જેમ કેહે તેમ કરવાનું." મેરી છેડાઈ.

"ચાલ અખાડા કરીજા. રોઝાય. મારી માય કરૂ. એ તો બચ્ચું છે." ડોસીબાઇએ સમજુતી કરાવી.

"હું તારી કસબી કોર છે તે કબી નહીં ભોરેસ. મોટાં બાઈની ભરેસ. સમજી કે મેરીબાઈ." જતાં જતાં રોઝાય બબડી.

"લે રોઝાય જરા ઉભી રેહેની તો. આ કુંચી લે ને જરા મારી જનસબી મુકતી આવજે."

"મમા તમે ઘણુંજ ખોટું કરોછ." આયા ગયા પછી ફ્રેની બોલી. "એમ માણુસોને કુંચી આપીને જનસ કપડાં સઉ કઢાવોછ મુકાવોછ તે. બીચારાં ગરીઓને પછી ચોરી કરવાનું મન થાય."

"લે વલી આય ગરીઓની વાળી બીજી કુમી દસ્તુર થઈ નીકલીછ!"

"મરેરે! મરેરે! મારૂં મોત થઈ ગયુંરે. અરે મને યાદ નાં દેવાડ એ વાત. કુમી દસ્તુર તથા પેલી ગરીબ બઈરી બેઉ એકજ કરીને જાણુતાં......"

"એ શું મમા! એ શું બોલોછ? પેલી ગરીબ બાઇ જે આવી'તી તેજ કુમી દસ્તુર?" મેરી પોકારી ઉઠી. "જરા ખોલાસો કરોની તો."

"જા હવે તું, પછી સવારે કર્યા કરશ. મારૂ માથુ નાં ખા. તમારી સુજે મારો અમથો ફજેતો થયો." ડોસીબાઈ બોલ્યાં.

"મરેરે. ઘણી જબરી ને મીઠી મસકલી. મેં કહ્યું કે તમારા જેવાં બઈરાં કોઈ આયાં'તા તે રાંન તો ગમત લઈને હસ્યા કરે. મરે મેં તો ઓલખીજ નહીં." મેરી બોલી.

"અં. હુશયારી તો ઘણી કરવા જાયછ. ત્યારે મમાએ ને મેં કેમ પારખ્યું કે એ તેજ બઈરાં?" ફ્રેની બોલી.

"ત્ચ. ત્ચ–ત્ચ–ત્ચ. રાંન એ કુમી ઘેર જઈને કેવી મને હસસે."

"ઓવારૂરે. રાંન થવા પરથી. એનાં વરને બધા 'જી.' એતો મારી સદા સોવાસણ. એતો જી ભરાઈ તારી ભોજાઈ થઈ....."

"એ શું બોલોછ? મારી ભોજાઈ? કયારે થઈ?" મેરીએ અચરત થઈ પુછ્યું.

"હારે. આજકાલનાં પોરીયાઓ વલી માય બાપ થતાંઓને પુછે પરછે તારે કેની? કેજે 'પરામીસ' થઈ ચુકાં. પણ એ કુમીની પેલી દીકરી સુનાઈની સુધ બુધ હતી કે નહીં? સલુક સોજે મને પુછાવતે કરતે. હું કાંઈ નાં કેહેવાની હતી." ડોસીબાઇએ બખાલા કાઢયા.

"નહી–નહીં–માય. જાંગુતો તમોને કેહેજે વરતજ કેહેવાનો હતો. પછી જરા કેહેજે ગમતને ખાતર થોભી ગયો. મારી આગલ કુમીએ બધો ખોલાસો કીધો." ફ્રેની, જાંગુ તથા કુમી તરફથી બોલી. "હવે ચાલો સઉ સારૂં જેનું સેવટ સારૂં તેમ એકુ સારો દાહાડો જોઈને અહરાવાની ક્રિયા કરી નાંખશું ને પેહેર ઓઢ કરશું." ડોસીબાઈ હસીને બોલ્યાં.

"લે તારા ગવન." રોઝાય ગાઉન ફેંકતાં બોલી.

"લાવી. ચાલ સારૂં કીધું. પણ જરાક શોભની......"

"ચેં એ કીટેંગો. ઈકરા વાજલા. આઉ ખાના ખાવાલા જાએસ." બબડી રોઝાય ચાલી ગઈ.

"મમા, તમારૂં માથાબાનું કાઢી નાખો. જો વરી તદ્દન સારૂં નહીં લાગતું. તેમાં ડ્રેસીંગ ગાઉન સાથ તો માથાબાનું ઘણું 'રીડીક્યુલસ' લાગેછ જો." મેરી બોલી.

"અરે જવા દેની તો. તે દાહાડે તમો લોક આગલ હું બોલી નહીં, તમારા મોટાબાવા ઘણા 'ઓરથોડોકસ' છે તે તો તમો જાણોછ. તે દાહાડે માથાબાનું કાઢી નાખીને હું જરા એવણ આગલ ગઈ, તે કાંઈ ઘણાંજ છેડાઈ પડ્યા. કેહેજે 'ઘરડી ઘોડી ને લાલ લગામ' થઈ નીકલીછ ને કેહેરે મોઢાં શું શું ભાવેછ તેમ બોલવા પડ્યા. કેહેજે વારી દુકતીઓ ઉઘાડે માંથે ફરે તે તેમ તેનો બાપ કરાવેછ ને કરે, ને હુ તારો બાપ જેવો બાપ જીવતો જાગતો બેઠેલો છેઉ ને હું કેહું તેમ નહીં કરે કરી હાથને પગ અફાલવા લાગ્યા. ને કેહેજે નહીંતો વીલમાંથી બાતલ કરશ એમ ધમકી આપવા લાગ્યા. ને મારી પાસે 'પ્રોમીસ' લીધુંછ કે ફરીથી માથાબાનાં વગર ફરે

નહીં. તે જવા દેની. પણ જોવોની હું બાંધુછ તો ખરી પણ અમથું નામનું અંબોડાપર બાંધુછરે. એવણુ આગલ જાંઉછ ત્યારે જરા નજદીકથી બાંધવું પડેછ." ડાસીબાઈ બોલ્યાં.

"પણ છેક અંબોડાપર બાંધોછ તેજ ખરાબ લાગેછ માયજી. બાંધવું તો બરાબર બાંધવું નહીં તો તદન કાઢી નાખવું જોઇયે." ફ્રેની બોલી.

"ચાલ હવે ઘણી ડાહી નાં થા. મને તો બા ઉંઘ આવેછ. ચાલો છોકરીઓ હવે તમે લોકોબી ઘોટાઈ જાવો."

"અરે પણ મારો રૂસતમ કયાં છે? પાર્ટીમાં જરા ચંપીન વધારે પીધોછ જો, ને મારી નેલી સુઈ ગઈ કે?" રહી રહીને ડાસીબાઈએ બીચારી નેલીને યાદ કીધી. "જાગુતો મને મલીને સુવા ગયો'તો."

---

## પ્રકરણ ૮ મું.

### રૂસીની ડારલીંગ.

"કમ ઈન." મીસ સ્ટુઅર્ટ પોતાનાં બારણું-પર કોઈને ટકોરો મારતાં સમજી બોલી. "'ઓ ઈઝ ઈટ યુ' રૂસતમ?"

જાંહાગીરનો ભાઈ રૂસતમ આશરે વીસ એકવીસ વરસનો એક તદનજ બુબખ જવાન્યો હતો. જાંગુ જ્યારે ઘણો હોશયાર શીખેલો અને સમજુ હતો ત્યારે રૂસી તદન ધોભો અને અણુસમજુ હતો. તે પાધરો ચાર પાંચ સ્ટેન્ડર્ડ સુધીબી શીખ્યો હતો નહીં, અને ઈંગ્લીશબી બરાબર પાધરૂ બોલી જાણતો નહીં. તે પોતાનાં પીતા મેહેરવાંનજી મેહેતાની પેહેડીપર સાઠ સીતેરનાં પગારે રહેલો હતો. તે પોતાનો પગાર જેમ ગમે તેમ ઉડાવતો. બાપની પેહેડીનો બધો કારભાર જાંહાંગીર ચલાવતો. જાંહાંગીર ઘણો કુનેહવાલો હતો. તેને બાપનાં હાથ તલે ધંધાનો ઘણો સારો અનુભવ લીધેલો હતો. હાલમાં થોડાં વરસ થયાં મેહેરવાંનજી મહેતાને દરવરસ વેલાત જવાનું ચેટક લાગ્યું હતું. તેવબુ દરવરસે ઈંગ્લાંડ થોડા મહીના રહી આવતા અને આપણે બીજા પ્રકરણમાં ડોસીબાઇને રડમસ થઇને બોલતાં સાંભલ્યાં તેમ હજારો કોસ દુર વેલા-તમાં બીચારા ઝુરતા હતા! રૂસી, એક બાપની

માયાલુ સંભાલ તથા ધાકધમકી વીનાં તદ્દન અભણ અને બાયલો ઉછર્યો હતો.

"કમ ઈન, વાહાય આર યુ સો ફ્રાઈતન્ડ?" રૂસીને ગભરાતથી આસેપાસે જોતાં જોઇને મીસ સ્ટુઅર્ટ બોલી.

"ક્યા હય, રૂસી ડીયર?" મીસ સ્ટુઅર્ટ રૂસીનો બરડો પસવારતાં બોલી. "એ તુમારા હાથમાં ક્યા હય?"

રૂસી લાલ લાલ થઈ જતાં બોલ્યો. "દેખોની તુમ અમેરા ડારલીંગ હયેની. ઈસકા વાસ્તે તુમારા વાસ્તે આપણાં 'ન્યુ ઈયર' કા 'પ્રેઝંટ' લાયા હય. દેખોની તુમકુ અચ્છા લગવા, લુસી ડીયર?"

"'ઓ. માઈ લવ.' બોત અચ્છા. કયેસા અચ્છા. ઓ! 'યુ આર એ ડારલીંગ બોય.'" લુસી દાબડો ઉઘાડતાં એક સુંદર બ્રેસ્લેટ જોઈ બોલી ઉઠી.

"આજ આખા દીન આપણાં મેલાપ નહીં હોયા. લુસી ડારલીંગ. નેલી સો ગયા કરકર આપુન ઈદ્દર આયા. ઓ લોક્તો સબ નીચેકા હોલમે બાત કરતા." રૂસી બોલ્યો.

"તુમ આપુન કુ ઈતનાં 'પ્રેઝંટ' દીયા, રૂસી ડીયર. પણ આપુનકુ એ 'બેંગલ' સબસી અચ્છા લગતા." અને લુસીએ રૂસીનાં ગાલપર એક કીસ લીધી.

રૂસી એક નાચલી છોકરીની માફક ‘ બ્લશ ’ થયો, પછી તરત ગુંઠણુપર પડી લુસીનો હાથ પોતાનાં બેઉ હાથોમાં પકડી તેણીને ટગર ટગર ટાકી પછી કીસ કરવા લાગ્યો. લુસી ખડખડ હસતી હતી; તેટલાં એક ચીસ સમજી બેઉ જનાં ચોંકયાં.

ડોસીબાઈ, રૂસીને શોધતાં શોધતાં તે તરફ આવી લાગ્યાં હતાં. અને રૂસી તથા લુસાને એવી રીતે જોઇને એક ચીસ પાડી તરત ઘણુંજ છેડાઇને અંદર આવ્યાં.

“ રાંન, ચોટલાબરી, એ શું કરેછ? જા, નીકલ, અબઘડી, મારા ઘેરમાંથી. એક ઘડી તુંને મારા ઘેરમાં ઉભી નહીં રાખું. આત્રા આવાં કારસ્તાન કરેછ. મરે, કોઈ કોઈ ગવરનેસો કેવી મજાની સાન સલુકની ને આબરૂ ઈજતની આવેછ ને આય રાંન તો તદનજ નફ્ફત મુવેલી છે. એની ઘણીજ ગોરસી એ બુબખ દુકતો કરતો’તોરે, ને એ રાંનબી છેકજ ખી-ખી-ખા-ખા કરતી’તી, ત્યારેજ મારૂં માથું ટણુકયુંરે. તુમ જાતા કે નહીં જાતા.” તેવણે લુસી સ્ટુઅર્ટને પુછ્યું. “ કયા બોલતા હય? જાવો તુમકા પગાર તુમેરા માસી થતાંકા ઉપર મોકલાવી દેંગા. સમજી.”

“ કેમરે બેવકુફ ગધેડા. તારૂ કાતર્યું કેમ ગયું ? એવી રાંન વંડોરાં જેવી સાથ નાચતાં તુંને શરમ

નહીં આવતી?" રૂસી જે થરથર ધ્રુજતો એક ખુણામાં ઉભો હતો; તેનો કાંન ચીમટીને ડોસીબાઈ છેડાયાં.

રૂસી જરા વારે હીંમત પકડી બોલ્યો "માયજી, હમે બેઉ જનાં પણ્વા માંગ્યેછ."

"અરે તું મુવોરે પણ્તો ને અહ્દરાતો." ડોસીબાઈ છેડાયાં. "સપરમે દાહાડે જેતે જેતે મારાથી બોલાઈ જવાયછ. હરવાયો તું, ભુબખ ગદ્દ્ધો. સુધલા કુટા, એ તો પેલો તારો કાકાનો દીકરો ચાલીં છે તેની સાથ અહ્દરાઈ મુવેલી છે. આજેજ તારી મડમ કાકીએ કહ્યું. એ દુકતીની એ માસી થાયછ તે રાંનને એવી કેલવીછ કે? એ તો પૈસાનાં જીવપર તુંને બેહેકાવેછ. ચાલ નીકલ મારી સાંમેથી. એવું 'સ્ટુપીડ' જેવું મોહું નાં કર." બોલી તેવણે રૂસીનો કાંન પકડી તેને ઘસડતાં ઘસડતાં ઓરડા બાહાર મુકી આવ્યાં. પછી લુસી આગલ આવી કમરે હાથ દઈ તેવણ બોલ્યાં. "અબી તુમ જાતા કે નહીં?"

"અચ્છા સબેરકુ જાયગા." લુસી ટીચકું કરી બોલી. "મરેરે, ખરેખર આટલી મોડી રાતે કેમ જઈ મરશે." ડોસીબાઇને દયા આવ્યાથી બોલ્યાં. "અચ્છા સબેરકુ નહીં ગયા તો તુમેરા વાત તુમ જાણો."

પણ આજે નજદીક બાર વાગવા આવ્યા હતા. તોબી બીચારાં ડોસીબાઈનાં જીવને કરાર નહીં હતો. તેવણુ ફફડતાં ચટકતાં પોતાનાં ઓરડામાં જતાં હતાં તેટલાં બબરચીખાનાં તરફથી મોટે મોટે ગીતનાં અવાજ સાંભલી તે તરફ ગયાં.

---

# પ્રકરણ ૯ મું.

## 'મેં ભુત જોયલોરે ભાય.'

' હીયર ઈઝ માઈ રોઝાય વાઈફ ચુ સી
ઓલ્ડ ડેમ ઓવ ગુડ સોસાયટી
ઓલ્વેઝ ફોરવર્ડ, ઓલવેઝ બોલ્ડ
રોઝી, માઈ ઓલ્ડી, બી ઓલવેઝ કોલ્ડ. '

તા–રા–રા– બુમડીએ,
તા–રા–રા– બુમડીએ.
તા–રા–રા– બોમડી–એ......
તા–રા–રા– બો–મ–ડી–એ......

"અરે પણુતે છું, થીયું છું ! મારો બધો પગ છુંદી લાએખો. તાહુારનાં નાચે નાચે. કાંઈ આઘુ પાછું જુઅંજ ની." પેમલો લાલો બાંગ મારી ઉઠગ્યો. "અરે પણ બાછતાઉ છીનોર, ને રોઝાય માઉછી, એ ઓલા જોગલાંઆની કાંની ડાન્છ પછી કરજો. જરા બેછો બેછો. આપરે છલામતી લઈયે છલામતી. હીક–હીક–એ છું થીયું મને. લેવોરે બાયો ભાન્યા, કાલ્યા, મકનાં બટલર છાબ, પેહરો, આ માછતર છાબ છીનોર બાછતાઉ અને મીછીબાબા રોજાયની છલામતી......"

"હીક–હીક–હીઈક–ઓઈ રે મારા બાપ, એ મને છું થીયેલું. ઓલો જ–રા–ક છરખો છાંટો લીધેલોને—હીક–હીક—લેવોરે બાયો.

'હારે હા ભાય, ખાટો મીઠો ચંપીન ભાય
પીવાય એટલો પીવો ભાય, અહીં તો કોઇ ન જુવે ભાય
હારે હા ભાય, હારે હા ભાય........'"

*　　*　　*　　*

"ઓ કોઈ આવોરે, મારા દાદારજીરે, આય તો મુવાં બધો ચંપીનનો ઘાંણ કાઢતાં દેખું. મરે હવે શું કરૂં જો." ડોસીબાઈ બબરચીખાનાં આગલ આવી લાગતાં બારણાં આગલથી ચીમાઇને જોતાં બબડયાં. "મરેરે. કોણુનાં બાપની દીવાલી. મરેરે. હું તો બધું ઉંચું નીચું કરતાં ભુલી ગઈ. ને દુકતીઓબી કાંઇ વકેદારી રાખતીઓ નહીં. બધું બેદાદ થાયછ. પણ મરે મુવાં એ બધાં છાકટાંઓની અંદર જઇને ધમકાવુંબી કેમ? પણ રાંન રોઝાય જોની. એટલાવારમાં તો છાકટી ધુન થઇને પડી તે......"

"અરે એ કીકલાની મા, કીફા ગઈ? અરે લે, લે, જરાક તુંબી જાછતી ચંપીન લે. ઈચે! એમ મચ-કાયા છાની કરતી છે. હીક–હીક. આ પારછાઓની પોપેટીની છલામતી. પીટ–પીટ–હુરરે. આ ઓલા ચાર્લી છાબ અને મેરી મેમ છાબની છલામતી— પીટ–પીટ–હુરરેએએએ.......હીક–હીઈક–હીઈક...... હવે છું કરૂં. પીવું પીવુંને ઓલી અડગરીતો જાછતી

થતી દેખુ. હીઠ—હીઠ......"

"અરે એ પીત્યા. ચાલ તું ઘોટલો લે, ઘોટલો. છમજેલો." કીકલાની મા બોલી.

"ની, નહી છમજેલો. છું કીયે?"

"મરેરે. એ મુવો શું બકી મરેચ." ડોસીબાઈ ખીજવાયાં. "ચાલીં ને મેરીની સલામતી શાંની લેછ. પણ આજે એ દુકતીએ છેકજ કાંઈ અતેરૂં કીધું તે. અંગ્રેજોની રીતે ચાર્લીની બગલમાં હાથ આપીને કાંઈ ચાલી ને.....પણ એ ચાર્લીને શું છે તે તો એની જાતવાલ.માં કઝીન સાથ જેમ ફ્લુટ લે તેમ બધું કીધું. પણ મુવું આપરાં લોકમાં એવું એવું શોભે." ડોસીબાઈ બબડયાં.

"જોવોરે પોરીયાઓ હું એક મજાનું જેવું ગીત ગાતો છું." ભાન્યો ઘોડાવાલો બોલી ઉઠયો. "ઓલા પેલા નાટકમાં છમજેલું. છેત નાટકમાં જીયારે જાતા છે, તીયારે છેવકબી કોઈ પોરાને ગાડી ઘોડા છોપીને પીટ મહી ઉતરી પડતો છે. છમજોરે ભાય......

'એકુ પાનછે હજાર, એક પાનછે હજાર
તોલી દે તું ડોછા ચટપટ, વાર તું નાં લગાર.'"

"ચેં. એ કેટેં! અસા ગાવાચા! આતાં આઉ બાસતાઉ ગાએલ તે સોમોજ."

"પીટ-પીટ-હુરરે-એ.....મેછતા છાબ ગાય. છમજોરે ભાય....."

"આંઉ મુંમબાઈ મની રાહેતો, માજો નાઉ બાસતાઉ પારસી બાઈલોક વેરી ગુડ, કે આંઉ ચાંસ મારૂન ખાંઉ પારસી [1]'પીપલ' [2]ઓરો, કે આંમી પીતાં [3]સોરો [4]તાંત્યા ચોરૂન ખાતો આંઉ મસાલા ચો પોરો."

"બાપરે! એ કીટલા ભુસકા મારતો સે. પણ-પણ-અરે એ કોણુસે. હુએ ઓલા બ.ગ.ગ! ન.ર.ક ભુત જુએલો રે ભાય." પેમલાની બઈરી યાને 'કીકલાની માચે' ઝાઝો પીધેલો નહીં હતો તેની નજર બારણાંમાંથી ચીમાઇને જોતાં ડોસીબાઈ પર પડવાથી તેવણુને ભુત સમજી બોલી ઉઠી.

"ઓ મારા બાપરે." સર્વે ચીસ પાડી ઉઠયાં.

"અરે! પણ ઈટલા બીતા છાના ઓછો. લાવની આટો લછન કરી લાખ્ચે. કીકા જુએલો?" બાન્ચો જે ઘણો છાકટો થયલો હતો તે એક લપેરો ખાઇને ઉઠતાં બોલ્યો.

ડોસીબાઈનું માથાબાનું જે છેક પછવાડેથી અંબોરાપર બાંધેલું હતું તે લુસી ગવરનેસ સાથ છેડાતાં સમેત નીકળી ગયું હતું. તે તેવણ ઉતાવલમાં આગલ

---

૧. લોકો. ૨. સારાં. ૩. દારૂ. ૪. ઈંડાં.

વેરથી માથાપર અમથું મુકીને બબરચીખાનાં તરફ ગયાં હતાં. અને આગલવેરનાં માથાબાનાં તથા સફેદ ગાઉન અને હરણફાર ચેહેરા સાથ તેવણ ખરેખર દીલમાં ભરઈ જાય તેવાંજ લાગતાં હતાં. તેવણ બાચારાં ઉપલું સમજીને ગીપાઈ જવાની ધાસ્તીથી જીવ લઇને નાઠાં.

———

# પ્રકરણ ૧૦ મું.

## અરે! હું તો પેહેલવાન છેઉં.

‘ ઓ માઈ હાર્ટ ઈઝ ગોન
એન્ડ આઈ એમ ફરલોન
સચ એ લવલી ફેસ હેઝ વોન મી
સચ એ લવલી ગર્લ
વીથ તીથ ઓવ પર્લ
આઈ મેટ હર ડાઉન બાઈ ધ બ્રુક. ’

“ ઓ એ કોણ? એ જીનો બઈરાં જેવો સાદ કાઢીને કોણ ગાયછ જરા જોની?” મંચી દાવરે પુછ્યું.

“ અરે વલી હોય કોણ જો? સાદ નહીં પારખતો? પેલો ચકરમ જેમી જાંગલો ગાયછ ને.” ગુસ્તાદ ધામટ બોલ્યો.

મંચી તથા ગુસ્તાદ બંધે ઘણા જાની મીત્રો હતા. મંચી ઘણોજ હસમુખો ને ભલો હતો. જ્યારે ગુસ્તાદ લગાર બાંગડ અને મસ્તી તોફાનનો શોખીન અને મંચી કરતાં ચાર ચાંસની વધુ રમુજી હતો. તેઓ બંધે પોતાની કલબમાં વીહીસકી સોડા ‘સીપ’ કરવા બેઠા હતા.

“ અરે બપાવા. જો મારો બાપ કરૂં. મારો મમાવો કરૂં. મારો દીકરો કરૂં, મારી દીકરી કરૂં

જરા થોભી જા. બધા કાગડાઓ બી તારો સુંદર સરોદ સમજીને ઉડી ગયા. તુંને પગે લાગું. નહીં સોસાતું બાવા. નહીં સોસાતું. તારો ચેન જેવો—અરે મકુજે મધુર સરોદ નહીં સમજાતો દીકરા." ગુસ્તાદ ઘામટ જેમી જાંગલા આગલ જઇ તેનો બરડો પસવારતાં બોલ્યો. "અરે પણ હમોને તો કેહની કે 'પર્લ' જેવા દાંતની કોણ છોકરી મુવેલી છે તે. બપાવા કેહજે હમણાં ખોટા દુધ્યા દાંત આવેછ જો. ફસી પડતો રખે." મંચી દાવર હસ્યો.

'અરે પ્રીત કરવી છે સેહેલ ઘણી
પણ નીભાવવી મુશકેલ
હારે.........પ્રીત કરવી છે..........'

"અરે તું પ્રીત કરતો ડોસો થાયરે તું. એતો પાછો લલકારવા પડી ગયો. કેહવુંછ કે તારા સાદે મારા પેટમાં ઉભાને આડા આવેછ. તે સમજતો નહીં." બોલી ગુસ્તાદે બીચારા જેમી જાંગલાને એક ઢભો માર્યો.

"અરે અરે. 'શેમ શેમ' ગુસ્તાદ. બીચારી બાઈ માનસને મારતાં તુંને શરમ નહીં આવતી?" મંચી બોલ્યો.

જેમી જાંગલો બીચારો એક છોકરીની માફક 'બ્લશ' થઈને બોલ્યો. "પોરીયાઓ જો વરી મને

છોકરી છોકરી નાં ચીડવો. તમારે ગમે તે બીજું બોલો. પણ...પણ–તે–મને–છોકરી છોકરી શું કર્યા કરોછ? જોતા નહીં હું તો પેહલવાંન જેવો છેઉં તે."

બેઉ દોસ્તો ખડખડ હસી પડયા.

"હારે હા હમે ક્યાં નાં કહીયેછ. તું તો પેહલવાંન જેવોજ છે. જોની તારા ટાંટયા કેવા એકેકમાં ભેરવાઈ જાયછ ને તારી કમરનો ઘેરાવો કેટલો બધો મોટો છે. ને તેમાં આય કમર તાઈટનો ડ્રેસ અરે મકુજે ઢગલો પેહરેછ કેની ત્યારે તો નકરો જાંણે પેલી મેરી મડમ જેવો........"

"હાઉ ડેર યુ? હાઉ ડેર યુ યુસ હર નેમ? એં?" બોલી જેમી જાંગળો તેઓનાં દીલપર ધસ્યો.

"અરે પણ બાવારે. ધીરે ધીરે. સમાલીને પગલુ ભરજે જો. લપેરો આવી જશે તો કાંહા જવશ રે." બોલી ગુસ્તાદ ખડખડ હસ્યો.

"અરે પણ એટલો 'એકસાઈટ' શાંનો થઇ જઈ મરેછ? હવે સમજ પડી મેરી મડમ સાથે લવમાં પડેલો દેખુ. ચાલ બેટા ખોદા તારૂં કામ ફતેહ કરે તેની સલામતી." મંચી બોલ્યો.

"બોય—બોય—કીદર ગયા."

"લાવ તીન બાટલી શેમપીન લાવ." ગુસ્તાદે

આંગ મારી.

"અચ્છું સાબ. પૈસા કોણુ દઇંગા? જાંગલા શેઠ દેઇંગા?"

"ચુ ગધ્ધા. તુમકુ બોલા અયસા કરો." જેમી જાંગલો છેડાયો.

જેમી જાંગલો એક ઘણા પૈસાવાલાનો, બાયલા જેવો, એક તદ્દન બુબખ અને ટચાક પોરીયો હતો. તે આશરે છવીસેક વરસનો ફુક મારે તો ઉડી જાય તેવો હતો. પણ પોતાને ઘણો પેહેલવાન સમજતો. તે બાપની લાખોની દોલત જેમ ગમે તેમ ઉડાવતો. અને સીનેમેટોગ્રાફ, નાટક, બેંડસ્ટેન્ડ, ચોપાટી, વગેરે ઠેકાંણુંઓપર હોલીનાં નાલયર માફક જ્યારે હોય ત્યારે દીસ્તો. તેનાં દોસ્તો તેને જેમ ગમે તેમ બનાવતાં તથા સારીકાંની નીચોવતા.

"મફુજે જેમલા તારી મેરી મડમ તો નકરી જાંણે મડમજ જોઈ લેવી જો." ગુસ્તાદ બોલ્યો. તે દાહાડે એને ત્યાં પાર્ટી ગઈ કેની ત્યારે એ મડમડીની કાંની કોણની બગલમાં હાથ આપીને ચાલતી'તી?"

"એ તો એનો 'કઝીન' ચાર્લી કરીને છે. એની સાથ પરણુવા બનવાની નથી જો. એતો સેવક સાથ પ્યારમાં છે. એ તો જરા એને બધું ઈંગ્લીશ સ્ટાઈલ ગમે કેની તેથી એમ ફરી." જેમી બોલ્યો.

"અં. અં. મડમ પડી કેની તે. બરાબર છે. રાઈટ છે, રાઈટ છે." મંચીએ મશકેરી કીધી.

"અં. ને વલી બધાંને પછવાડેથી પંખા મારી મારીને કેવી બોલાવતી'તી. મજાની લાગતી'તી અં." ગુસ્તાદે ટકોર કીધી. "ને જાણેછકે મંચી પેલા કાવસ ખરાસને એની સાથ દોસ્તી છેની; તે, ને હું લગભગ સરખા લાગ્યેછ તે તેને સમજીને મને પછવાડેથી એવો તો જોરમાં પટક પટક પંખો લગાવે તે મેં તો 'ઓ બાપરે મારેછ રે' કરીને જે બુમ પાડી કેની તે બીચારી બધી ખસીયાણી ખસીયાણી પડી ગઇ."

"ઓ માઈ પુઅર ગર્લ." જેમીએ દયા ખાધી.

"ખરેખર. બીચારી ગરીબ છોકરી. કેવી ઝંખવાણી પડી ગઇ હુશે." મંચી બોલ્યો. "પણ એ વાવટીની માંફક બધે એમથી એમ દોડેછ કેની ત્યારે ઘણી 'લાઈવલી' લાગેછ અં." મંચીએ જેમીને બેહેકાવ્યો.

"ત્યારે—ત્યારે—એની જોડી મલવી મુશકેલ છે. સમજ્યા મારા બીરાડરો. લેવો સાહેબો. મારી મેરી મડમની તથા મારી સલામતી. હુરેરે—એ—એ."

"પણ દીકરા જેમલા જોની મારૂં એક કામ છે. કરશે માય." મંચીએ જેમીને ઢભો મારતાં પુછ્યું.

" હા બોલની. શું કામ છે. મારી સરો ચશમથી. મારા જીગર જાંનથી. મારા......"

" અરે તું ટુંકુ કરની તો. મારો જીવ દોહોવાયછ. એની મકુજે એ તારી મેરી મડમનાં સગાં પેલાં ખરાસવાલાં છે કેની તેને ત્યાં થોડા દાહાડામાં લગન છે, ત્યાં એ મેરી મડમને ત્યાંનાંબી આવશે ને હુબી જવાનો છેઉં. તે મને ઓલખાંણુ કરાવશે એ તારી મેરી તથા તેની પેલી બેહુન ફ્રેની સાથે?" મંચી બોલ્યો.

" ઓ યસ. ઓ યસ. વીથ પ્લેઝર." જેમી બોલ્યો.

———

## પ્રકરણ ૧૧ મું.

### ઓ હું મરૂરે, મારી દીકરી તો પરીચુંજ છે જો.

"ઓ વાય. છોકરીઓ ચાલોની તો. શું થયું. અગીયાર વાગવા આયાની. મારા બધા હોસકોસ ઉડી ગયાને. એમથી તેમ તાહારની હમકતી ફરૂછ. કાંય એટલું અવારૂં કાંય કીધું?" ડાસીબાઈ હરણફાર થયલાં હોલનાં બારણાં આગલ દોડી આવી બોલ્યાં.

"શું જો. મમા. તમેબી." ફ્રેની તથા મેરી હસી પડયાં. "પણ ખરેખર અગીયાર વાગવા આવ્યા? અરે પણ આજે લગનમાં કાંઈ લોક, કાંઈ લોક, તોબી હમે તો એક પાંટ જમતી'તી તેની પછવાડે ખુરસી ધરીને ઉભાં કે જલદી જગા મલી જાય. ને પછી તો જમીને તાહેલાં કરતાં વાતમાં ને વાતમાં વખત કેટલો નીકલી ગયો તે માલમજ નહીં પડયું." મેરી બોલી.

"કયાં છે? મારો રૂસી કયાં છે?" ડાસીબાઇને રૂસી નહીં દીસવાથી બોલી ઉઠયાં.

"અહીં છેવું દીકરા. અરે નહીં રે મમાજી, હું અહીં ઉભેલો છેઉં."

"પણ તે ત્યાં બાહાર ઉભો રહીને શું કરેછ જો. અંદર આવની. સરદી લાગશે." ફ્રેની બોલી.

"અરે નહીરે. મારો રૂમાલ કેઠે પડી ગયોછ. તે શોધુંછ. કેઠે મલતો નહીં."

"આય શું તારા હાથમાંજ છેની. એ એમ શુ કરેછ! ઘણો ધીચ્ચોછ શું? તારૂં તો એજ હુમેશાનું રહી ગયું જ્યારે બી લગનમાં જાય ત્યારે ભારોભાર થઇને આવે. એ શું સારૂં લાગેછ?" ડોસીબાઈ ચીરડાયાં.

"આજે તો નંબર વન શેંપીન, બ્રાંન્ડી, શેરી, સોડા આઈસ એન્ડ જીંજર એલ ઉતો. સમજ્યાં, મકુજે નંબર વન, હુતો દીકરા. અરે દીકરી, અરે મકુજે મમાજી. આપરે તો બા એક ગમથી પરણી રહ્યાં ને બીજી ગમથી તાંસ લગાવા પડી ગયા."

"બો-યે. બો-ઓ-એ. બો—એ?"

"કેમ શું કેહુછ? એ રાત પડી શાંની એટલી બોએને નાંમની બાંગ મારેછ." ડોસીબાઈ છેડાયાં.

"તે મકુજે-મારો-હુંમેશનો-ધારા-પ્રમાણેનો-વીહીસકી-મકુજે-વીહી-સકી-લેઉ-કેની-એટલે?" રૂસીએ બાંગ મારી.

"આટલો બધો ધીચી આયો ને વલી બીજો જોઈયેછ કાંઈ સુધ્ધી છે કે?" ડોસીબાઈ બખાલ્યાં.

"હેં જેમલા. શું કેહુછ? શુધ્ધી છે દીકરા? છે. પણ મકુજે મને જરા પકડજે જો. નહીંતો સેવકનો

ફ્જેતો થશે. બધાં બઈરાં માટીડામાં......"

"એ શું બોલેછ? જેમલો કોણ?"

"અરે આપરી મેરીનો જેમી જાંગલો?"

"પણ તે અહીં ક્યાં છે જે. તદ્દન કાતર્યું ગયું! એટ્લો બધો પીચે નહીંની કે એવું એવું આડુ અતારૂં બોલાય નહીં."

"અં હુંમ......અહંહ...ઓ–તારી. ત્યારે–આપરે –કાંહા–મકુજે કાંહા–છઇયે. અં હું. મ–અં-હં–હ–હ."

"ચાલ–ચાલ–બેવકુફ ગધેડા. એ કેટલા લપેરા ખાયછ. જરા ફટ્કા માર. ને ઘોટાઈ જા. ચાલ મારી સાથ." બોલી ડોસીબાઈ તેનું પાંખરૂ પકડીને ઘસડી ગયાં.

ડોસીબાઈ ગયા પછી બેઉ બેહેનો વાતે વલગી.

"એ રૂસી કોણ જાણે ક્યારે સુધરશે! એવી એબ લગાડેછ. લગનમાંબી તરેહવાર 'ઇડયોટીક' જેવાં ડાચાં કરે ને દારૂનાં ગલાસપર ગલાસ થોકે. ને પેલા મંચી દાવર સાથ આપુણે જેમીએ 'ઇનટ્રોડયુસ' કીધાં ત્યારે......અં. પણ એ મંચી મજાનો છે અં. 'હેન-સમ' છે નહીં વારૂ? તારો શું વીચાર? જેમી વધારે 'હેનસમ' કે મંચી? બોલની એમ મંડાયા શાંની કરેછ?"

મેરીએ ફ્રેનીને પુછ્યું. "અં. ને એ મંચી 'જોલી' કેટલો છે! મારી સાથે તો કાંઈ એટલા ગી-ગી-ગા-ગા કીધા'છ ને કાંઈ એટલો પલોટાઈ ગયો. મને મીસ મેહેરબાઈ કેહે. તે મેં કહ્યું કે મારૂં નાંમ તો મેરી છે. તે પછી મીસ મેરી બોલે. તે મેં તો કહ્યું કે ડીયર મેરી બોલવાનું. તે હસ્યા કરે. પણ એમ બોલે નહીં જો. હું તો બા મંચી ડીયર કરીનેજ બોલી. મંચેરજી શું બર્યું. 'પેત નેમ' મજાનું લાગે."

"અરે પણ તુંને કે દાહાડાની એટલી ઓલખાંણ વારૂ? ને એ આપરો કોણ સગો વાહાલો કે આપરે તેનું ટુકુ નાંમ ને વલી સાથે 'ડીયર' બોલ્યે." ફ્રેની બોલી. "મેરી સારૂં નહીં લાગતું અં. તું અંગ્રેજોની નકલ કરવા જાયછ તે એઓમાંનો કોઈ છોકરીને મીસ બોલ્યા વગર તેનાં 'ક્રીશચીયન' નાંમે બોલાવે તો અપમાંન લે."

"હોશે. નહીં સારૂ લાગતું તો. પણ તારા પેટમાં કેમ દુખી આયું. જરા મારી સાથ મંચી હસ્યો બોલ્યો. હું જમવા બેઠી ત્યાં આયો. મારી મેનીજ કીધી તે તુંને અદેખાઈ લાગી ગઈ હોશે? અં. પણ એ હસે બોલે તો મારી સાથ ને જોય તો તુંને. કોણ જાંણે શું જોતો'તો. મનમાં તો સમજતો હોશેરે કે છે બીચારી કાંઈ ઝાઝુ હસતાં બોલતાં આવડતું નથી. તે બીચારો મેનીજ કરવા આવે ને તું કાંઈ ઝાઝો પતપ-

તારોબી નહીં કરે. નહીં કાંઈ ઝાઝી ઘસીને હસે બોલે. હું! ને એ એમ કાંય એકજ વખત બીચારાથી ભુલમાં ફ્રેની ડીયર બોલાઈ ગયું તે તેં એમ કાંય દોલા કાઢયા હોશે? એક તો જેમી મારીપર ઘેલો થયલો છે તેમાં વલી એ મંચીબી ફીદા થયલો લાગેછ. ને હવે...”

“ કાંય છોકરીઓ. તમે હજુ સુવા નહીં જતી-ઓકે? પેલાને તો ઘોટારી આવી.” ડોસીબાઈ હોલમાં આવી બોલ્યાં.

“ ખરા, હાં બો. મેરી તુંને કેહેતાં ભુલીજ જાઉંછ.” ડોસીબાઇએ પુછયું. “પેલા જેમી જાંગલા સાથ નક્કી કરી નાંખેછ કે નહીં. એ બીચારો તારીપર કુરબાંન છે ને પૈસા પુષ્કલ છે. ખાનદાંન નથી તો શું થયું. હમણાં બધાં પૈસાજ જોયછ. કેમ શું કેહેછ? જાંગુની સાથે સાથે તારૂબી કરી નાંખ્યે! હવે તુંને બેરીસ્ટર જોંયે છે તે કોણ્‌ જાંણે મુવાં પેલાં ઘનાંડોસાં ક્યારે લાવવાનાં છે! હવે બેરીસ્ટર મલી ચુકો. મુંગી મુંગી આય છતો આવો પૈસાવાલો છોકરો હાથ લાગી ગયોછ તે..........”

“ કોણે કહ્યું કે બેરીસ્તર નહીં મલશે? આજે લગનમાં એક બેરીસ્ટર સાથેજ ઓલખાંણ થઇછ. ને તે એટલો તો પલોટાઈ ગયોછ ને એવો મજાનો

છે. ને મારી પર તો બધો ફીદા ફીદા થઈ ગયો.” મેરી છકમાઈ લઈ બોલી.

“ ઓ હું મરૂરે બધી. મારી દીકરી તો પરી-યુંજ છે ને. ચાલ દીકરા તારૂં કાંમ ફતેહ થાય. ” ડોસીબાઈ મેરીને ઓવરણાં લેતાં બોલ્યાં. પણ તવણના આંગલાંઓનો એકબી કટકો ફુટો નહીં તેથી તેવ-ણનો જીવ લગાર સુગાયો તેથી જેમ તેમ કરી આંગલાંઓ મરડી મેરીને જયારે એકુ કટકો ફોડયો ત્યારે તવણનો જીવ જરા થર્યો.

“ અં. પણ ખરા તે કોણ? તેનું નાંમ શું ?” ડોસીબાઈએ મલકાઈને પુછયું.

“ જેમીનો કોઈ દોસ્ત થાય. કોઈ મંચી દાવર કરીને ઘણો ‘ હેંડસમ ’ ને ‘ જોલી ’ ને ‘ ઈનતેલીજંટ ’ લાગેછ. પણ કેહેજે નવો બેરીસ્ટર છે તે ઝાઝુ ટટુ ચાલતું નથી.” મેરી બોલી.

“ મારૂં માને તો પેલા જેમી જાંગલા સાથેજ નક્કી કરી દે.” ફ્રેની બોલી.

“ કેમ તુંને કોણ વચ્ચે બોલાવેછ? તારી કાંઈ વાત થાયછ? તુંને કોઈ પસંદ નહીં કરે ત્યારે એમ બલતરા નહીં કાઢચે. ” મેરી ટીચકુ કરીને બોલી અને પછી ડોસીબાઈ તરફ ફરીને બોલી. “ એ જેમી જાંગલો મને ગમેછ તો ખરો. મંચી ઘણો ‘ રોબસ્ટ ’ છે ત્યારે

જેમી મજાનો પતલો ને એક લેડી જેવો 'ડેલીકેટ' છે. પણ એનો બાપ 'મરચંટ' છે તે આપરે ઇંગ્લીશ નોવેલોમાં વાંચ્યેછ કેની કે 'મરચંટો' ને એઓ ઘણા ઉતરતા ગણેછ તે. પછી મને મારી બધી ઇંગ્લીશ સહીઓ અને મારી મીશન સ્કુલની બધી 'તીચરસો' જાંણે કે એક મરચંટનાં દીકરા સાથ પરણી ત્યારે કેવું મારૂં નાક કપાઇ જાય. ખરૂં કેની?" મેરીએ અકકલ ખર્ચી.

"એની 'બ્યુટી' નો 'આઈડયા' તો જોવો. પતલો ને લેડી જેવો 'ડેલીકેટ.' જે 'હેનસમ' છે તે એને 'રોબસ્ટ' પડયો." ફ્રેની બબડી.

"કેમ શું બબડેછ અં. ફ્રેની? આજે દાલ ઘણી બલી ગયલી લાગેછ." મેરીએ મશકેરી કીધી.

"મેરી તુંને અકકલ નહીં હોય કેની તો ટોપલા તળે ઢંકાઈ રહે." ડોસીબાઈ છેડાયાં. "અંગ્રેજોમાં 'મરચંટો' હલકા ગણાય તો ભલે પણ આપરાંમાં તો તેવું કાંઇજ નથી. ઉલટું સોદાગરને તો શાહ સોદાગર કહીયેછ તે ખબર છે કેની?"

"હા, પણ તે........"

"અરે, હવે, બસ રે બસ. ભેજું ફરી આયું. એટલાંને ખાતર ગમતો છોકરો મુકી દે. તું તદન મુર્ખ છોકરી છે. લે ચાલો હવે ઉઠો. બાર વાગવા આયા." ડોસીબાઈ બોલ્યાં.

## પ્રકરણ ૧૨ મું.

## જોશી માહારાજ.

"કેમ દીકરા. 'ઈનટ્રોડયુસ' થયો કે પેલી 'મેરી મડમ' સાથે?" ખરાસને ત્યાંનાં લગન પછી થોડે દીને ગુસ્તાદ તથા મંચી કલબમાં એખલાં પડતાં ગુસ્તાદે પુછ્યું.

"હારે દોસ્ત, ને સેવકપર તો બધાં ધરાંપરાં ચાલ્યાં જો. એ મેરી તો તદનજ ચીબાવલી પોરી છે. મને તો મંચી ડીયર કેહુ. પેહેલી અસતો તરતની ઓલખાંણ પડેલી તેમાં છેકજ ફાસ્ટ ચાલી." મંચી બોલ્યો.

"પછી–પછી–લાવની સેવકબી ઓલખાંણ પાડે ને પછી ગુસ્તાદ ડારલીંગ કે ગુસી ડીયર સમજવાનું કેવું મજાનું લાગશે અં." ગુસ્તાદ હસ્યો.

"કેમ કાંઇ ખાટી મીઠી મરજી છે શું?" મંચીએ ટકોર કીધી.

"નારે ભાઈ, કોઇ ચીઝ નહીં. જેની હોય તેની સાથે એમ જગ જરામાં દાંન માઠી ગને છુ! લેતી વાંદરી સાથે કોણ જનમની પાર બાંધે. કોઈ ચીઝ નહીં. એ તો જરા હસવા બોલવા ઠીક લાગે, પણ બઈરી દાખલ કાંઇ સેવકને એવી પસંદ નહીં. બઈરાં

તો જરા 'રીઝર્વ' અને શરમાઉ જોઈયે. સેવકનો તો એવો વીચાર છે બા." ગુસ્તાદ બોલ્યો. "કેમ શું વીચાર કરેછ મંચી ?" મંચી જે વીચારમાં ને વીચારમાં મુછ સમારતો હતો તેને ગુસ્તાદે પુછ્યું. "કેમ કાંઈ ગુંગસ જેવો કેમ થઈ ગયોછ ?"

"નહીંરે. મકુજે જરા સેવક ગોઠવાવા માંગેછ." મંચી બોલ્યો.

"ગોઠવાવા માંગેછ? તે લેની. નાં કોણ કેહેછ. બરાબર ગોઠવાની. લે પગ આગલ 'સ્ટુલ' આપું. લે દીકરા." ગુસ્તાદે મશકેરી કીધી.

"હવે તું મશકેરી છોડી દેની તો. 'કોઈનું બલે પેટ ને બાળ્યું ને કોઈને આવે ખડખડ હસવું'" મંચી બોલ્યો.

"અરે પણ બસી દેની કોણે તુંને એકદમ એટલું ઘેલું લગાડી દીધું? કોણ? જરા નાંમ તો કેહેની?"

"મેરીની બેહેન ફ્રેની" મંચી બોલ્યો.

"પુઅર ગર્લ, આઈ પીટી હર." હસવાનું અટકાવી, દાંતમાં જીભ પકડીને ગુસી સીરીયસ થઈ બોલ્યો.

"કેમ છેક ફાસ્ટ ચાલ્યો કે? કાંય સેવકને શું

છે? પેલો જેમી કેહે તેમ પેહેલવાંન જેવો છેઉ." મંચી હસ્યો.

"ખરા, હા જો. આજે તે નંગ કયાં છે?" ગુસ્તાદે પુછ્યું.

"એ લેવો. પેલો આવેછ. આવરડાનો લાંબો દેખુ. નાંમ દેતાં વારજ આયો. એ વલી કવાબમાં હાડકું આયું. જોની આજે મને તારી સાથ કાંઈ વાત કરવાની હતી. હવે તો......"

"આવો–આવો–જેમી માય. બેસો માય." ગુસ્તાદ હસ્યો.

"આવી દીકરા." જેમી રમુજ કરતાં બોલ્યો.

"એ. આજે સુરજ કેની ગમ ઉગ્યો? કેમ તમારાં 'મેરી મડમ' કેમ છે?" ગુસ્તાદે પુછ્યું. "લગન કયારે ખવાડેછ?"

"ખવાડસ, ખવાડસ. જરા ધીરો પડ. 'ધીરાં કાંમ સાહેબનાં.' પોરીયાઓ મને આજે જરા ટપકો કેઠે દેખાડવાનો છે ને કોઈ જોતીષ મલી નહીં મરતો."

"જોતીષ્ય? અં. અરે પણ મંચી કાંહાં ચાલ્યો. બેસની તો. જરા ગમત મકુજે જરા વાત કર્યે." મંચી જે સટકી જતો હતો તેની પર ગુસ્તાદની નજર

પડવાથી તે બોલી ઉઠયો.

"ઓય આવ્યો." બોલી મંચી હસ્તો હસ્તો દોડી ગયો.

"મકુજે આજે તો કાંઈ અવાચીપર અવાચી આવેછ, રાતે ઘણો ઉજાગરો થયોછ તે." જેમી બોલ્યો.

"પોઢી ઉઠ રે મારા દીકરા. લે જરા લાંબો થઈજા. મનેબી એવુંજ જોઇયેછ. મારીબી આંખ બધી વીચાઈ વીચાઈ જાયછ. બહુ ઉંઘ આવે બેટા. લે આય વીહીસકી સોઢા પી મારા બાપ." ગુસ્તાદ જેમીને વીહીસકી આપતાં બોલ્યો.

થોડાવાર બંધે જનાં ગુપચુપ વીહીસકી સીપ કરતા ઝુકતા પડી રહ્યા. વખત કયાં પસાર થયો તે માલમ પડયો નહીં.

*　　*　　*　　*

"બાપા તારૂં નશીબ બહુ સારૂ છે. તું તો મોટો સાહેબજાદો દીસે. ઈશ્વર કરશે તો કોઈ દીન તું મોટો પાદશાહ થશે પાદશાહ માબાપ."

"આ એ કોણ? કોઈ બુઢો જોતીષ જેવો લાગેછ!" જેમી ચમકીને બોલી ઉઠયો. "ત્યારનો હું ઉંઘાઈ ગયલો કે હેં ગુસ્તાદ?"

"હુ શું જાંણું કે તું મુવેલો હતો કે જીવતો." ગુસ્તાદની આંખ જરા લાગેલી હતી તેથી જેમીનાં પુછવાથી ઝબકી ઉઠતાં તે છેડાઇને બોલ્યો.

"હેં ભાઈઓ. મરાવોછો શીદને. આ શેઠ શાબનું નશીબ બહુ બુલંદ શે. એનો શીતારો બહુ રોશન છે. ઝલકે છે. ચલકે છે." પેલો જોતીશ બોલ્યો.

"આલો તમારો હાથ આલો. હુ બહુ સારૂં જોતીષ્ય જોઈ શકું છું." પેલો જેમી તરફ ફરીને બોલ્યો. "લાવો એ ટપકો એ આલો."

"તમારી મુરાદ સફલ થશે ને તમે એક એવી કુત્રી અરે નહીંરે બાપજી પુત્રીને પરણશો કે તમોને લોઢાંનાં ચણાં-અરે નારે જરા જીભ લપસી પડે છે હો, બુદ્દુ મનીખ તે એમશતો, મકુજે શેઠ શાબને કહુજે સોનાંનાં ફુલે વધાવશે હો. પણ તમે તેને તમારી પેહેલવાની મુક્કી મારતા રખે. નહીં તો છે તે કરીને દુધ્યા દાકટરી દાંત હશે તો ટુટી પડશે હોં. સમજ્યા બાપજી. તે મડમડી જેવી છે. તે ઈસ્તરીને બે પગ છે. બે હાથ છે. અરે મકુજે......"

"અરે એઈ. બાહામણાં. કેમ કાતર્યું છે કે ઠેકાંણે ? નહીંતો ઢભો મારીને બાહાર કાઢું." ઝુકતાં ઝુકતાં ગુસ્તાદે બાંગ મારી. "આજે એટલી ઉંઘ શાંની આવી મરેછ ને તેમાં આય કોણ જાંણે કોણ માથુ ખાવા આવી મુવોછ." તે બબડયો.

"ની ઓપજી, નહીં બાપજી. તમારે પાયે પડુ. એમ હુરગીજ કરશો નાં. હુનારા પેટપર લાત મુકશોમાં. આ શેઠ શાભને જરા એવણનું ભવીશ વર્તું પછી વાત."

"શેઠ શાભને કહુ જે તમે લખપતી છો, તે તમારા દોસ્તોની બહુ દાઝ હૈયે ધરોછો. આ ટપકા મહી તમારી મડમડી નાંમે મેહેરી મડમની રાહુ દશા છે, પણ તે કરીને જલદીથી એ તો ઉતરી જશે હો. સમજ્યાને. તમારે ફીકર ચીંતા કશી કરવી નહીં. પણ જુઓને એમાં માલમ પડે છે કે કોઈ પોરીયાપર, કોઈ 'બાલેસ્તર'પર એની નજર દોડેછે. માટે તેનો ઉતાર કરવા કીજે તેની આગલ એટલે તે બાલેસ્તર શાબ આગલ તમારે રોજ પંદર પંદર ઉઠબેસ કરવી. સમજ્યાને. કેમ ધ્યાંનમહી ઉતર્યુંનાં. મકુજે એમ દોલા શીદને હું ગરીબ મનીખપર ઘુરકોછો. ને એમ ડાચુ શીદને કરોછો. એમાં શું? મેહેરી મડમ કાંઈ સેહેજે મલે નહીં હો. તમારૂ નાંમબી મને હાથ જોતાંવાર પરખાઈ આવ્યું'તું. તમોને બધાં જમશેદ પેહેલવાંન, ઉરફે જેમી જાંગલો કહેછે. કેમ બાપજી. સાચુ પારખ્યું ને. તારે બધા શેઠ સાહુકારો કાંઈ તમારા જેવા ગાંડાં છે કે હમારૂં બોલેલું સમજે નહીં. બધા મને બોલાવે. ભાઈશાબ... ને...ને...મકુજે મારૂં નાંક સુકાઈ ચાલ્યુરે મારા

બાપ. તાહારનો મારી સાંમે બેસીને પીચી મરેછ." બોલી પેલાએ ખોટા દાઢી થેભ્યા ખેંચી કાઢી જેમીને એક ઢભો માર્યો.

"એ એ કોણ? મંચી! મારા ખોદાય." જેમી પોકાર્યો.

ગુસ્તાદ, જે અત્યાર વેર ઝુકતો પડેલો હતો તે જેમીની બુમ સમજીને ઝબકી ઉઠયો. અને મંચીને જોઈ પેટ ધરી હસવા પડયો. તેને બી મંચીને ઓલખ્યો હતો નહીં. જેમી છેડાઇને બોલ્યો. "આજે તમોએ મને ઘણો બનાવ્યો બચ્ચાઓ. પણ આજે તમોને હું નાટકની ટીકીટ લાયોછ તે કબુ નહીં આપું. સમજ્યા. મારાં હાડકાં છુટાં પડે, મારો જાંન જાય તોબી નહીં આપુ. સમજ્યા. છેક ફાસ્ટ જાવોછ?"

"અરે બાપુ, મંચી. એ મંચી. એને સમજાવની. તારૂ પાપ મને નરેછ. હું કાંઈજ જાણતો નથી દીકરા—કોઈ ચીઝ નહીં. હું તો અહી ગગડેલો હતો તે તારી આંખ હતી કેની? કેમ. નીર્દોષને નાહક સતાવેછ! મને તારી મેહેરબાંનીમાંથી કાંય ઓવાર નીવાર કરી નાખેછરે." પણ જેમી વધુ સાંભલવા થેભ્યા વગર છેડાઈ ને અકડાજીક કરી ચાલી ગયો. "એ બાપલા વીનાંનાં કરીને ચાલ્યોરે મારા બાપ." ગુસ્તાદે મોટી બુમ મારી.

"ચાલ પત્યો તે સારૂ થયુ. મકુજે તું બી ધોભો અં." મંચી બોલ્યો. "મને ઓલખ્યો નહીં દીકરા?"

"નહીં. નહીં. મને જરા કાંઈ સાહ મલતો જેવો લાગો ને તું તો ખોડંગતો ખોડંગતો ચાલતો'તો ને હું એક તો જરા ઉઘરેતો તે કાંઈ ઝાઝુ ધ્યાનબી આપેલું નહીં." ગુસ્તાદ બોલ્યો.

"તે જોની દીકરા, એમ આપરે આપરી એમે-ચ્યુર કબલમાં જાતજાતનાં ડ્રેસ લઈચેછ પણ તે આ ડ્રેસ મેં તુંને અગાઉથી બતાવેલો નહીં. પેલો આપરે પ્રાઈવેટ નાટક કરવાનાં છૈયે તેમાં કામ લાગશે. કેમ શેઠશાભ બરાબર મારો પાર્ટ બજાવ્યો ને?" મંચી બોલ્યો. "પણ જોની હવે મને 'એપોઈન્ટમેંટ' છે. જરા સમજી લેની. મને ઉતાવલ છે. હું વસ્તીની ગણત્રી કરવા થોડા દાહાડા રહીને જવાનો છેઉં તે જરા મકુજે તું પેલા નાટકમાં તાત્યો થાયછ તે ડ્રેસ મને વાપડવા આપશે ગુસ્તાદ દીકરા તે પેહેરીને બધે જવા માંગુછ."

"ઓ યસ દીકરા. લેજે. તુંને નાં કેમ કેહેવાય?"

---

# પ્રકરણ ૧૩ મું.

## એક બુઢો તાત્પો.

"કેમ હજી વાયદા કાંય નહીં કર્યા કીધા? એ શું રીત માંડીછ? એમ તે કાંઈ હમારાં માંનસો મફ્તનાં આયાંછ કે તમારે ત્યાં ફેરા ખવાડયા કર્યે? તમોને કાંઈ અક્કલ છે કે નહીં? ક્યાં છે કપડાં લાયાછ કે," મેરી મડમે દરજી સાથે તકાડો કીધો. "તમે મને ખોટો વાયદો શું કરવા દીધો?"

"તે શું કય શું. હમારે ત્યાં બધા ઢગલા, કપડાંનાં આવી પડેલા છે. ને બધાનેજ એ દીનમાં કપડાં જોઇયે તે હમારે હાથ તે કાંઈ ચાર છે. સઉને હાજી હા, કહી છાતીએ હાથ દેવાડયે. બાઇને કહુજે કે એ તો હમારી રીતજ છે. ચાલો વખત ચાલ્યો જાયછે. આ બ્લાઉઝ લાવ્યો છું તે ત્રાઈ કરી જુવો. ફાંકીને લાવેલો છું. બરાબર બધાં શીવ્યાં નથી."

"શું! બે મહીનાં થયા ને હજી શીવ્યાં નથી? ને ફાંક મારીને લાવ્યાછ?" મેરી ચીચવાઇને બોલી.

"તે શું કર્યે. હમે ગામ ગયા હતા તે. લે ચાલો પંચાત મુકી દો. તમે તમારે બીજો દરજી શોધી લ્યો હમારે પરવડતું નથી. હું તો આ ચાએલો."

"એ કાંહા જાવોછ? દરજી–દરજી–અરે પણ એટલા બધા આકરા શાંનાં પડી જાવોછ? હું બેસી રેહેવશ જો. મને તમારૂંજ ફીટીંગ ગમેછ. જાવો તમારે ગમે ત્યારે શીવી લાવજો. લેવો આ ખુરસી ને બેસો. જરા થંડા પડો સમજ્યા." દરેઠ જન સાથ તરડાઈને વાત કરતી મેરી દરજી આગલ મોમ મીસાલ પીગલી કાલાવાલા કરવા લાગી.

"અરે પણ એ કોણ? સાંમેથી એ વલી કોણ આવેછ? ફ્રેની કયાં ગઈ જો. એ ફ્રેની! જરા બાહાર જઇને જોની. કોઈ પુછેછ. મરે મારા બાલને કર્લ કરવા બધા સુઈયા ખોસેલા છે તે હવે કેમ કરૂ."

"આમી વસ્તીચી ગણુત્રી કરવાલા એલો. બુઢા મનુષ્ય તે જરા થાકુન ગેલો." પેલાએ ફ્રેનીને કહ્યું.

"એ કોણ વલી કંટાલો આપવા આવ્યું. એ બુઢા તાત્યો કોણ ફ્રેની?" મેરીએ અંદરથી ઓરડામાંથી મોટે સાદે પુછ્યું.

"એવણ કેહેજે વસ્તીની ગણુત્રી કરવા આયાછ. પણ મેરી, એ તારો શું લબેસ, ને એ શું તારો અવતાર, જા અંદર જઇને જરા થાઈથોહી થઈ આવ." ફ્રેનીએ મેરીનાં કાંનમાં કહ્યું.

"ઓ આઈ ડોન્ટ કેર ફોર સચ એન્ડ ઓલ્ડ વાત્યા." મેરી મોટેથી બોલી.

"લેવો ઉભા રહીને એમ જોયા શું કરોછ. પેલા સ્ટુલપર બેસો. હમણાં માય આવશે તે પછી તેવણને જે પુછવું હોય તે પુછજો. મને તો કાંમ છે." મેરી બોલી.

"તુંમી કાય સાંગતોસ! આંમી જરા બેહેરા હાય. હોં. આતાં તુમી લોકચા નામ માલા સાંગ. આંમી લીવતોસ. બાઈ તુજી ઉમર કાય?" પેલાએ મેરી તરફ ફરી પુછ્યું. "એ તુજી ધાકતી બેહેન હાસેલ. આતાં તુંજી ઉમરતો ભરલી બાઈ. તે તુમી તો શાહાદી કરલી હાસેલ. અમચા મદ્દી તો ધાકતા ધાકતા ભુરગાલા શાદી કરતોસ. હે—હે—હે—હે. આમી 'રાઈટ' સાંગતોસ નાય? તુમી તો કાબેલ ફાજેલ દીસતે તે તુમાલા તો સમદ્દી માહીતી હાસેલ. હે—હે—હે—"

"મરે મુવો બુઢ્ઢા તો ચસકેલો જેવો લાગેછ. લાવની જરા બેહેકાવ્યે, પણ બેહેરો મુવેલો છે તે બરાબર સમજશેબી નહીં. એની અક્કલ તો જોવો. તુંને નાધલી બેહેન કીધી." ફ્રેની ગમ જોઇને મેરી ખબરીને બોલી.

"અરે એઈ તાત્યા તુમીબી ધાક્તે હાસેલ જવા પરણેલ હોઈલ. તુજી કીટકી બાયકો જાલી." મેરીએ ચેષ્ટા કીધા.

"માજી બાયકો, આતાં હાય તે મીલુન પાંચ

જાલી. પંચક મદ્ધી પરણેલો હોઈલ. હોઈ. ચાર મરૂન ગેલી. કાય કરૂ નસીબ માજા."

"પણ એ કોણ હાય? માલા બરાબર દીસ્તે નાય. બાઈ, એ દરજી હાય કાય?"

"હા દરજી છે. કેમ તમોને તમારી બાયકોનું બ્લાઉઝ શીવાડવુંછ કે તાત્યા?" મેરીએ નાકનું ટીચકુ ચઢાવી પુછ્યું.

"ના-ના-ના. એ આમચા કામ નાય. એ તો તુમી પારસી લોક ઈટલા 'મની' વ્યર્થ કરતોસ. એક રૂપાયા ચા કાપડ આની તીન રૂપાયા તેચી સીલાઈ. આમચા લોક મદ્ધી આંતા કોણ લોક અસા ફીશયારી શીખલો. નહીં તો ખાલી ચોલી પેહનલી કે જાલો. ને આંતાં ચોલીચી માફક બ્લાઉઝચી ફેશન આલી નાં?"

"લે ચાલો બાઇ, આ ત્રાઈ કરી જુવો ને. મને વખત થાય છે." દરજી જે પાસે બેસીને શીવતો હતો તેને મેરીને કહ્યું.

મેરી બ્લાઉઝ લઈને અંદર ગઈ.

"જી આય ખુરસીપર બરાબર બેસો. નાથલાં ઈસ્તાંનપર તમારેથી બેસાતું નહીં હશે. બુઢા માનસ તે બધે બધ જતાં થાકી જતા હશો." ફ્રેનીએ પેલા તરફ જોઈ દયાથી કહ્યું. "લેવો આય ન્યુસપેપર,

માયજી હમણાં આવતાં હશે. એ લેવા નાંમ દેતાંને વારજ આવ્યાં."

"ક્યાં છે? કોણુ મલવા આયુછ ક્રેની?" ડોસીબાઈ બનીઠનીને હાંફતાં હુફતાં હોલમાં આવી પુછવા પડયાં. રોઝાય આયા કેહેજે કોઈ મલવા આયુછ? મરે મને અમથો ડ્રેસ કરવો પડયો. એ આય બુઢાજી કોણુ છે?"

"રામ રામ. બાઈ સાહેબ. આમી વસ્તીચી ગણત્રી કરવા એલોસ."

"અં. જરા થોભો. ઉભા રેહો. "કેમ દરજી, પેલી વખત તમે શું બીલ લાયા?" ડોસીબાઈએ દરજી તરફ ફરીને પુછયું. "પંચોતેર રૂપ્યા બીલ. એક મહીનાંનું. કાંઈ ચારેક રેશમી બ્લાઝ શીવ્યા હશે. તેનાં ફકત લેસ, રીબન, ને શીલાઈ મલીને પોણોસો રૂપ્યા. લેસ ને ઈનશરશનનો ભાવ તમે કેટલો મોઘો લખ્યોછ? આ જોવોની, મેં બ્લાઉઝ પેહેર્યુંછ તેની આય લેસ, તે દાહાડે મેં દુકાણુપર રૂપ્યે વાર જોઇ ને તમે દોઢ રૂપ્યે વાર લખીછ."

"નાં–નાં. બાઇ સાહેબ. તે 'કોલીટી' હલકી. આ તો બહુ ઉંચી 'કાલેટી' છે. સમજ્યાને. તમોને બાઈ સાહેબને જેવું તેવું ચાલે નહીં, તે હું સમજુ છું. તેથીને કરીને, બહુ ઉંચામાંની 'ઈશિશાન' ને

લેસ સંધુ હું ‘ ફસ કલાસ ’ મુકુછું.” હરજીએ ખુરસીપર બેઠાં બેઠાં જવાબ દીધો.

“ કેમ તાત્યા. ચાલો તમોને શું જોઇયેછ ? ” ડોસીબાઈને હરજીએ છાપડે ચઢાવ્યાથી સંતોષ પામી તેવણે હવે પેલા તાત્યા તરફ ફરીને પુછ્યું.

“ હોઈ ચાલો બાઈ સાહેબ. આમી મી ખોટી જાતોસ.”

“ એ આય તમારા કાલા બીલાડા જેવા ચસ-મામાંથી તમોને કેમ દીસેછ ? ” ડોસીબાઈ બોલ્યાં.

“ દીસતે, માલા સમદા દીસ્તે. આમી બુઢા મનુ-ષ્ય જાલો તે આતાં ચસમાં તો પાયજેનાં. એ તુજી સોકરી હાસેલ. લઈ ચાંગલી ગરીબ દીસતે. એચી ઉમર કાય. ચલા માલા ઉશીર જાતોસ.”

“ બોવાય. જરા ધીરા પડોની. જાણે કે ઘોડાપર બેસીને આયાછ. ચાલો પેહેલાં મારી ઉમર લખો, બેતાલીસ વરસ.” ડોસીબાઈ બોલ્યાં.

“ હેં. કાય ? માલા સમજાત નહીં. બે-તીસ. અં-અં-દોન. ત્રીસ. ‘ ધેત ઈઝ ’ સાહાઠ જાલા. હેં-હેં. ઈટલા જાસ્તી. આમી પચાસેકચી ભરતી સમ-જતો’તો. ”

“ અરે ! બે ત્રીસ કોણ બોલ્યું ? બેતાલીસ. ચાલી-

સપર બે સમજ્યા?" ડોસીબાઈ મોટેથી ઘાટું કાઢી બોલ્યાં.

"હોઈ હોઈ. રાઈટ રાઈટ. 'ફોરટી ટુ યર્સ ઓલ્ડ' લીવલા. આની એ બાઈચી ઉમર?"

"જી બત્રીસ વરસની." ફ્રેની બોલી.

"ઓઇરે. એ તુમચી આઈલા બેતાલીસ ને તુલા બત્રીસ? અસા કસા હોયલ?"

"અરે તાત્યા. એવણ તો નાહાન છે. તમોને બરાબર સંભલાતું નથી. એવણ બાવીસ બોલ્યાં ને તમે બત્રીસ સમજ્યા હોશો." ડોસીબાઇએ બીચારી ફ્રેનીપર ડોલા ઘુરકી જવાબ દીધો.

"અં હં. ને એ દુસરી બાઇ આંત ગેલી તેચી ઉમર કાય લીઉ?"

"ઉભા રેહો. ઉભા રેહો. હું આવુંછ." મેરી ધસારાબંધ હોલમાં આવતી હતી તે ઉપલું સમજી બોલી ઉઠી. "હું મારી ઉમર કેહેવશ. લખો મારી ઉમર બાવીસ વરસ."

"કાય. તુંમી ડોગી લોક 'ત્વીન્સ' હાસેલ. આતાં તુજી આઈલા તુજી બેહેનચી ઉમર બાવીસ સાંગલી."

"બાવીસ લખાવી? ત્યારે મારી ઉમર વીસ

લખો." મેરીએ અક્કલ ખર્ચી.

"'ઓલ રાઈટ. ધેટ્સ રાઈટ.' આતાં તુમચા લોકચ્યા નામ, ઉમર સમદા લીવલા. આતાં માલા ઉશીર જાતોસ. તેચ્યા સાતી દુસરા 'નેમ' ઉમર સમદા તુમી લીવુન થેવ આંમી 'તુંમોરો' એલ."

"લઈ લઈ સલાંમ–રામ રામ–રામ રામ બાઇઓ."

---

# પ્રકરણ ૧૪ મું.

## બે ગરીબ બેહેનો.

પારસીઓથી વસાયલા ગરીઓની ચેહેલ્લીપરનાં એક ઓરડામાં આપણે જરા નજર ફેંકયે. એક બાઈ કોર ભરેછ. બીજી જીનાં ગુંઠણ કામનો સદરો ગુંઠેછ. એક અપંગ ડોસાજી ધોલ્યાપર બેઠાં બેઠાં દાંણાની હારડી ફેરવીને યથા અહુવેરીઓ ભણેછ.

"જરા ચપરે સુનાઈ. મને વાત નાં કરાવ. મારેથી ખોટું ગુઠાઈ જાયછ. ને પછી મને બધું પાછું ઉખેડવું પડેછ. મરે મારી આંખતો એવી તણાયછ ને એવી દુખેછ કે શું કેહુ. પણ સુવું ગુઠયા વગર કાંઈ ચાલે. પછી ખાઇયે કોણને?" સુનાઇની બેહેન નજઈ બોલી.

"ખરેખર તું ને તો ગુઠતાં ભુલ પડતી હોશે બેહેન નાજાં. પણ મને તો કોર ભરવાની તે વાત કરતાં કરતાં ભરૂછ તે જરા હાથ વધારે ચાલેછ. મરે આજે પેલા હોરાજીને વાયદો દીધેલો છે ને હજુતો અર્ધો ગજ મારા જીવપર ભરવાની પડેલી છે. શું કર્યે. ભરી ભરીને તે કેટલુંક ભર્યે. વર્ક કલાસનાં સેલમાં મારી કોરો ખપી તે તેનાં પૈસા આયા તે પેટમાં જરા જીવ આયો નહીં તો કોણ જાંણે કેમ

થતે. ને શું કરતે. આય હોરાજી તો કેટલી વેઠ કરાવીને માંડમાંડ બે એક રૂપ્યા આપશે. મરે કોઈ એવું નહીં શોધી કાઢે કે આપરી પાસે મેહેનત કરાવીને તેનાં પુરતા પૈસા આપે. કાંઈ એવો ઉદ્યોગ કોઈ પારસી બઈરાંઓ વાસ્તે નહીં શોધે. આપરે કાંઈ મેહેનત કરવા નાં કહ્યેછ. આય મુવા ટાંકા મારવામાં મલીમલીને શું મલે." સુનાઈ અફ્સોસ કરતી બોલી.

"જોની વલી મને ભુલ પડી. આજે તું તો વાતપર આવીછ તે તારી પટપટ પુરી નહીં થવાની. ચાલ જે સલ્લુ ગુઠવાનું છે તે આજે ગુઠુ તેમાં ભુલ નહીં પડશે. પેલો મારો સદરોતો સેલમાંથી વેચાયા વગર આયો તે પછી બીચારી કુમી દસ્તુર, ખોદા તેનું ભલુ કરો તે, બીચારીએ વેચાતો લીધો જો. કેહેજે કોઈનું બીચારાંનું કાંઈ વેચાય નહીં તો એ કુવરબાઈ દસ્તુર વેચતું લઈ લેછ. ખોદાએ આપેલું હોય ને આપું જેવાં ગરીબોને મદદ કરે તે કેવું સારૂ લાગેછ. પણ એમ કરવાની તેઓની ફરજ છે નહીં વારૂ સુનાં? પણ મરે આય સદરો હું કેવા હાથ દુખવી દુખવીને તથા આંખ ખેંચી ખેંચીને ગુઠુંછ તે કોણ જાંણે કોણ નશીબવાલી પેહેરશે." નાંજા બોલી.

"અરે નશીબવાલી શાંની. તેને કોણ જાણે છુપું શું દુખ હોશે વલી. ને એવો ગુઠેલો સદરો

પેહેરચોં ને નહીં પેહેરચોં. બે ચાર જનાંએ વખાણ્યો તેમાં શું. ઉંચું ભરતકામ ને ગુંઠણકામ બધું લોકો પેહેરેછ તે એકેકપર ચઢાચઢી કરવા ને પોતાનો ભપકો દેખાડવા દેખાદેખીથી પેહેરેછ. તેમાં ઘણાં પૈસાવાલાં હોય ને એમ પૈસા વેરે તો કાંઈ નહીં. પણ મરે જ્યારે ગરીબો તણાઈ મરેછ કેની ત્યારે મને ઘણું થાયછ. તે દાહાડે પાસેની રૂપાં કેની તે પોતાને માટે રૂમાંલપર બધી જાલીઓ કાઢે ને કાંઈ બધું ભરે. તે મેં કહ્યું કે મરે કાંય એવો વખત કાઢેછ તેનાં કરતાં કાંઈ ઉદયોગ કર કે પૈસા મલે. પણ નહીં. એને એવો શોખ થયો તે પુરો પાડયો. ને પેતીકોટની બધી લેસો ગુંઠે ને બ્લાઉઝની બાંયો ભરે પછી તે પોતે પેહેરે. ને વેચતી ભરવાની કોર તો કોરને વગે." સુનાઈ બોલી.

"બાવા બીચારા ભણી રહ્યા કે ?" નાંજા બોલી. ગરીબ બીચારા. "બેઠા બેઠા ઝુરેછ. હવે તો દહાડે દહાડે બેહેરાબી એટલા થતા જાયછ. એવણે કેવો સારો વખત જોયલો જે. માય વાત કરેછ. ને શું આપરો હાલ વખત આયોછ. હવે આપરે તો જાંણે એવી જાહોજલાલી જોયલી નહીં, પણ જેને એવો સુખી વખત જોયલો ને તેની એવી પડતી આવેછ ત્યારે કેવું થતું હશે. બીચારા કોઇ વખત એવા આંખ પાણી કરેછ કે આપરા પેટમાં ચુથાઈ આવેછ. એવ-

ણુનો બીચારાનો પાંચ દસ રૂપ્યા પગાર કરાવ્યોછ તે જ્યારે એવણુ લેવા જાયછ, ત્યારે તો એવણુ કેહેજે એવણનું બીચારાનું મોતજ થઈ જાયછ. ને કેટલીક ગમથીતો કાંઈબી મદદ આપવા માટે આનાકાંની કરેછ કે તમારાં તો સઠતાં સગાંઓ છે. પણ મરે આપરાં સગાંવાહાલાંઓ પૈસાવાલાં હોય તેને શું કર્યે. કડપે ખાઇયે. આપરે આય ચેહેલીપર આયાં તેની અગાઉ જ્યાં રેહેતાં'તાં ત્યાં ભાડુ ચઢ્યું તે પેલા ઘેર-વાલાએ ટાંચ લાવવા કીધી તે બાવા બીચારા કેવા ગભરાઈ ગયા ને આપરે જેમ તેમ કરીને થોડાક એકઠા કીધા. માયે બીચારાંએ આપરાં બધાં વચ્ચે એક જરા સોનામાંની સારી રેહેલી હતી તે ગીરવી મુકી ને બાવા બીચારા કોઈ દાહાડો જાય નહીં ને પેલાં મેહેતાનાં ડોસીબાઈ આગલ દોડી ગયા કે કાંઈબી મદદ કરે. એ આપરાં અતલગનાં સગાં થાયજો. હુ બી સાથે ગયલી; તે વખતે તુંતો સીકની સીક ચાલતી'તી તે તુંને તો બધી વાત ખબરબી નહીં હશે. પણ તું માનશે સુનાં, કાંઈ એ ડોસીબાઇએ અને પેલી એની કોઈ ઈતર પોરી મેહેરી નામની છે તેને કાંઈ મરડાત કીધાછ. કાંઈ નાકનાં નશકોરાં ચઢાવી દીધાછ તેટલાં થોડાં. કેહેજે હમે તો તમોને ઓલખતાંજ નથી. સગાં કોણુનાં ને વાત કોણુની. કેહેજે

હમારો વખત લેવો હમોને ભારી પડેછ તે હમે શું કર્યે. જોવોની, ગાડી ઘોડે ફરે, મોટર વાપરે, લખલુટ ખરચો કરે ને કેહેજે હમે ગરીબ છૈયે. હા. કેટલાંકો ઢોંગ કરીને માંગેછ તે વાત જુદી છે. આય તો અસલ ડોસીબાઈ તથા આપરા બાવા સાથે રમેલા, ખાધેલું પીધેલું ને બાવાને તો એ ડોસીબાઈ સારીકાંની ઓલખે. પણ એની ફ્રેનીની નાંમે એક દીકરી છે તેની આંખમાં પાણી આવી ગયાં ને ઉઠીને અંદર ચાલી ગઈ. પછી હમે જતાં'તાં તેટલાં દોડતો દોડતો મસાલ હમારી પછવાડે આયો કે ફ્રેનીબાઇએ મોકલ્યુંછ તે તેમાં વીસ રૂપ્યાની નોટ હતી. પણ આજે માયને એટલું મોડું કેમ થયું. આટલું ભાડું બી આપરેથી કેમ ભરાય. મરે થોડા ભાડાંની જગા ખાલી થયલી છે તે માટે માય ગયલાં છે તે આપુને મલે તો કેવું મજાનું. કોણ જાંણે શું થયું હજુ આયાં નહીં. પણ કેટલી અરજી કેહેજે તેને માટે આવેલી છે જો. પણ ખરા આજે શું રાંધ્યુંછ સુનાં?"

"વલી શું હોય દાલ ને ભાત." સુનાં હસી. "આજે કેટલા કેટલા દાહાડા થયા ગોસ કોણે જોયુંછ ને દુધ કોણે દીઠુંછ. દુધ વગરની ચાહ તો હવે ગલે ઉતરતી નહી જો. દીકરા. શું કર્યે, પણ હવે તો ચોખા દાલબી બીચારાંએ દયા ખાઇને નખાવેલા હતા તે ખલાસ થવા આયાછ."

"પણ તું સીક હતી કેની સુનાં, ત્યારે કેટલું બધું દુધ વર્કઠલાસમાંથી તારે માટે આવતું'તું જો. હવે તું સારી થઇને બંધ થયું. બીજાં આપરાં કરતાં વધારે મુફલેસ તથા સીક માનસોને માટે કેહુજે જોઇયેછ ને તે વાતબી ખરી. પણુ તે દાહાડે કુમી દસ્તુરનાં લગન ગયાં કેની ત્યારે આપુને બધાંને ખાવા તેડેલાં ત્યારે મજાહ કીબી તે ખરી હં. મોટા લોક તો હુંમેશા એવું ખાય પણુ ગરીઓને યાદ કીધા તેની નવાઈ. બાવા તો એ ડોસીબાઈ મેહતાને નાંમે ઘણાં છેડાયલા છે. તેથી તેવણુનાં દીકરાનાં લગન, તે આપુને લગનમાં મોકલવા નાંજ કેંહતા'તા, પછી બીચારાને આપરી દયા આવી તે હા કહ્યું પણુ એ ડોસીબાઈ શું ગરીઓને ખવાડતી'તી, એ તો કેહુજે કુમીને ખર્ચે બધું થયું. પણુ ચાલ હવે જરાવાર પેલી આપરી નવી પડોસન બીચારી દમે ઘણી હેરાંન થાયછ તેની ખબર લેઉ. એની છોકરીનો તો બીચારીનો જનમથી બરડાનો કાંઠોજ નહીં દેખું. તદન લુલો જેવોછે. હુમણુાંજ કુમી દસ્તુરની મેહરબાંનીથી અહીં ચેહુલીપર આવી રહ્યાંછ. પણુ એ પરોસનની સાસુ અપંગ છે ને સસરો કેહુજે લકવાએ અડી ગયલો હતો, તે કુમીએ દાકટર દવાનાં ચાંપતાં ઉપાય કીધા ને અહીં હવામાં આવ્યાથી બુઢાજી તો લાકડી લઇને ઠુસુક ઠુસુક ચાલેછજો. બાંધો સારો કેની તે માવજત

કીધાથી જરા ટટાર થયા ને કુમીને કાંઈ દુવા દેછ એટલી થોડી. એવી ગરીબોની દાઝ હૈયે ધરનારી થોડીક બીજી કુમી દસ્તુરો નીકલે કેની તો ગરીબોની કેટલી કલ વલે. એમ છુપી સખાવતો કોણુ કરેછ. ન્યુસપેપરમાં નાંમ જોવા સઉ આતુર. ચાલ દીકરા જરાવાર જઈ આવુંછ અં. નહીં તો તું જરા જા. તું મીજાસી નથી તોબી તારા આવા એકાંત સ્વભાવે અમથી મીજાસીમાં ખપેછ. તું તો કેઠે જતી આવતીજ નહીં. માંચીમાંનાં માકરની કાંની ભરાઈજ રેહેછ. કાંય! તું નહીં જતી કે? ત્યારે ચાલ તું બાવા આગલ રેહેજે ને માય આવે ત્યારે દાલ ચાવલ ઉનાં કરીને આપજે. સ્વારનાં ચાહ પીને ગયલાં તે છેક સાંજ પડી તે કેવાં ભુખાં થયાં હોશે." નાજા બોલી.

---

## પ્રકરણ ૧૫ મું.

### ડોસીબાઇ તરફની ધનાંડોસાંને ભેટ.

"આજે, બાવા કેટલે વખતે વેલાતથી આવશે તે કાંઈ સારૂ સારૂ રંધાવજે જો ફ્રેની દીકરા. મરે મારેથી તો કાંઈ બનતું નહીં. જરા તકેદારી રાખજો માય. કુમી, એ કુમી. બાવાને લેવા જાંગુ ગયો કે નહીં વારૂ?" ડોસીબાઇએ કુમીને હાંક મારી પુછ્યું. "એ તું કોણ સાથે વાત કરેછ?" "હારે માયજી જાંગુ તો ત્યારનો મેરી તથા રૂસીને લઇને ગયો. તમોને કહીને ગયોની." કુમી બોલી.

"તું શું કરેછ અહીં ભરાઇને. બાહાર હોલમાં આવની. એ બધાં કપડાં શાંનાં? એ આય કોણ છે?" ડોસીબાઇએ કુમી આગલ જઇને પુછયું.

"માય એતો હું છેઉ. ધનબાઈજી છેઉ."

"ધનાંડોસાં. ઓવાય. તમે કયાંથી આજે કુટી નીકલ્યાં વારૂં? આટલા બધા મહીનાં કાંહા હતાં."

"માય, મારી કુવણ સાસુનાં દેરનાં જમાઇનો ભાઈ બીચારો......"

"હં. હં. તે શુ કોઈ મરી ગયો?"

"ઓવારૂરે. નારે માય. તેને તો 'પીલેગ' થીયેલો પણ તે તો હાજો થયોરે. પછી મને તેની

માય થતી કેહેજે ધનાંમાય, તારા વગરતો હમોને ચેન નહીં પડે જો; તે તુંબી ડુમસ હમારી સાથે આવ. તે માય મેં તો કીહેલું જે મારી પાસે તો બધે મોટે મોટે ઘેરની પોરીઓનાં કાજ કરવાનાં પડેલાં છે તે માય તે તો એકની બે ની થાય ને કેહેજે કે......"

"વારૂ હવે ટુકુ કરોની તો. હમણાં મારા મેહેલ્લાશા આવતા હોશે ને...ચાલો હવે તમારા વગર કાંઈ અટકી રહ્યાં." ડાબીબાઈ બખાલ્યાં. "જરા કહીને તો જતે. મારો જાંગુ તો, મારા જી આપું, પરણીબી ગયો ને મેરી માટેબી એક બેરીસ્ટર તૈયાર છે."

"ભલે. ભલે. માય. પણ માય મકુજે એટલી લગનની ઉતાવલ કાંય કીધી હોશે દીકરા કુવરબાઈ" તેવણે કુમી તરફ જોઈ પુછ્યું. "જરા મેહેલાશા શેઠને આવવા દેતે. તેણુનાં મુરંબી જેવા તે વીહાવાજન કાંઈ તેણુંન વગર શોભે માય."

"બરાબર છે. ધનબાઈ. પણ તેવણે તો નાં કેહેવાડયું કે વર્ષ દાહાડાવેર વેલાતથી અવાય તેમ નથી. તે પછી મારા જાંગુએ તેવણુની રજા પુછાવીને લગન કરી દીધાં. પણ આપરે થોડી લગનપર ધામધુમ કીધી'તી. આય થોડાં સગાંવાહાલાંઓને બોલાવ્યાં'વાં. કેમ ખરૂં કેની માયજી?" કુમીએ ડોસીબાઈને પુછ્યું.

"માય. મને તો ઘણીબી હોંશ ઉલટ હતી કે ધામધુમ કરશ. પણ તમોને એઉને પસંદ નહીં એટલે નાચાર. સઉ કશાંમાં આય ગરીબ ગુરબાંઓને તો કાંઈ ખવાડયું પીવાડયું. ચાલો હવે." ડોસીબાઈ બોલ્યાં.

"લેવોની મકુજે તમોને કઈ સારી ગમેછ? આય તમારે લાયકની છે. જાવો ત્યારે લેતાં જજો, ધનાંડોસાં." કુમી બોલી.

"ઓ હું મરૂરે મરૂ. મારી દીકરી. જીવતી રેહેજે ને ઘણાં સુખ જોજેરે મરૂ." ધનાંડોસાં હરખાઇને ઓવરણાં લેતાં બોલ્યાં. કુમી હસીને પગે પડી.

"ઓ લેવો. ગાડી આવી પુગી. મેહેલાશા આયા હોશે. કુમી જોની તો મારૂં માથાબાનું બરાબર છે કે ને અંબોરો જરા જોની. કહી બહી બધું બરાબર છે કે? મારા મેહેલાશાને તો બધું થાયું થોયું જોઈયે." ડોસીબાઈ બોલ્યાં.

*   *   *   *

"ઓ હું મરૂરે મરૂરે. આવતા પરથી. જમનો પગ મુકો. જમનો પગ મુકો મરૂ." ડોસીબાઈએ દોડી જઇને મેહેરવાંનજીને હોલમાં દાખલ કરતાં દોડધામ કરી મુકી.

મેહેરવાંનજી ખાસ્સા બનામે યઝદ જેવા, અને

અવારનવાર યુરોપની હવા ખાધાથી લાલટુટી જેવા થયલા હતા. તેવણુ ઘણા રમુજી હતા.

"એ શું વેહેમ ડોસી? ડાભો પગ પેહેલાં મુકશ તો શું થવાનું છે? એ તમારાં બઈરાં લોકનાં વેહેમ તોડવાજ જોઈયે." બોલી તેવણુ હસીને ડાભો પગ પેહેલા મુકી હોલમાં દાખલ થયા. "અરે પણુ જોઉ જોઉ. વરની જુદાઈમાં બધી તવાઇને દાંડા જેવી થઈછ અં. એ શું કરેછ શું! 'અવર્રી ઘંટીનો આટો' ખાયછ કે? ઠીંગણી છે તેમાં છેકજ ફાટેછ તે કેમ થશે પછી?" તેવણે લાડથી ડોસીબાઇને કહ્યું. "એ આય કોણ મારી ફ્રેની દીકરી કે? આવરે મારી ગાય. મારી દીકરી કેવી 'ચારમીંગ' લાગેછ. ઘણી મજાની થઈ આવીછ અં. પણુ એ મેરી તદન સુકાઈ સોહોરાઈ શાથી ગઈ વારૂ?"

"અરે પણુ વહુમાયને મલ્યા કે નહીં?" ડોસી-બાઈએ હરખાઇને પુછયું.

"બાવાજી, આ મારી કુમી ડીયર. તમારા આશીરવાડ એને આપો." જાંગુ, કુમીની પાંખડી પકડીને તેણીને બાપ આગલ લાવતાં બોલ્યો.

"મારાં બચ્ચાંઓ ખોદા તમોને સુખી રાખે." તેવણે એક હાથ જાંગુનાં તથા બીજો હાથ કુમીનાં માથાંપર વાહાલથી મુકી દુવા દીધી.

"જાંનુ, તમોએ તમારી બેઉ જનાંની સબી મોકલાવી તે મને તમારાં લગનને દીનેજ ઈંગ્લાંડમાં મલી'તી. પન ઘણી વખતે સબીમાં માનસ વધારે સારૂ દેખાયછ પનુ કુમીનાં બાબમાં તેમ નથી. ખરૂ કેની?" મેહેરવાંનજીએ પુછ્યું.

કુમી શરમાઈ ગઈ.

"કેમ દોસલાં. વહુ તો સારી મલીછની?"

"જાબા. દોસલાં શું જો. ડોસાં બોલોની."

"ત્યારે શું દોકરાં કેહુ, બુઢી દોકરી કેહુ. ચાલ ત્યારે મેરીને ગમેછ તેમ દોલીજ કેહુ."

"સર્વે હસી પડ્યાં.

બીચારાં ડોસીબાઈ શરમાઇને પાણી પાણી થઈ ગયાં.

"બાવા, મરી જાઉ બધી. ઉવા આપુ. મને ઓલખોકે મરૂ?" ધનાંડોસાં, મેહેરવાંનજીની સાંમે આવી પુછવા પડયાં. "મરૂરે મરૂ. તમારી વહુજી માય તો હીરો છે જો હીરો. એનું તો મુલ ની થાય જો મરૂ. આય જોવોની, મને કેવી મજાની એનાં લગનની ખુશાલીમાં સારી આપી. જોવોની બાવા તમોને પસંદ આવેછ કે? કુમાસ કેવું મજાનું છે." ધનાંડોસાંએ મલકાઇને પુછ્યું.

મેહેરવાંનજીએ સભ્યતાને ખાતર કહ્યું. "હા મજાની

છે. મજાની છે. ધનાંડોસાં. ચાલો બુઢા થાવો ત્યાંવેર ઘસો પીસીને પેહરજો."

"ઓવાય. બુઢા થવાનું બાકી રહ્યું જે. આય જોવોની બાવા બધા દાંત પડી ગીચેલાને." બોલી તેવણે પોતાનું બોખું ડાચું વકાસીને મેહેરવાંનજીને બતાવ્યું.

મેહેરવાંનજીએ જેમ તેમ હસવાનું થોભાવી પુછ્યું. "પણ ધનાંડોસાં, ક્યાં છે સુવા? હમણાં તમે કેહેજે 'સુવા આપુ' તે કયાં છે? લાવોની સુવા તો મને ઘણા ગમે."

"નારે બા. સુવા કોણ બોયલું. ઉવા કરીને તો બોલી. 'ઉવા આપુ' એટલે 'જી આપુ.' હમે બુઢા ડોસાંઓ એમજ બોલ્યે બાવા ને 'જી ભરૂ' તમુને સુવા ગમે તે હું કરી લાવા મરૂ." ધનાંડોસાં હસીને બોલ્યાં.

"હા, જરૂર કરજો. પણ અંદર ઘણું સરખું કોપરૂં, બદાંમ, પસ્તાં બધું બરાબર નાંખજો અંકે. જે ખર્ચ થશે તે હું આપશ. અરે પણ મકુજે ડોલી સમજેછ કે મને વેલાતમાં તારે હાથનું તીખુ તીખુ ખાનશાક તથા ભજ્યાં ચટણી ઘણું હૈયે આવ્યા કીધુ'તું જો...ને...અરે પણ મારી નેલી દીકરી ક્યાં છે? એને માટે તો કાંઈ હું પુછતોજ નહીં, ઓ હું સુવોરે બાપનો થતો."

"ઓવારૂરે, ઓવારૂરે, બાબા. જેતે જેતે તમે નાં બોલોરે. એજ તમારૂં તો રહી ગયું." ડોસીબાઈએ ગાલ ફુગાવીને હસીને મેહેરવાંનજીને લાડથી કહ્યું.

"અં. પણ નેલી એની ફુઈને ત્યાં રેહેવા ગઈછ તમે લખ્યું'તું તે શું હજી આવી નથી કે?" મેહેરવાંનજીએ પુછ્યું.

"નહીંરે. એને તો ત્યાંજ સ્વાદ લાગુછ. હમણાં તો એઓ બધાં પુને ગયલાં છે." ડોસીબાઇએ કહ્યું.

"છાબ. છેઠ છાબ."

"કોણ છે?"

"અરે એ તો હું પેમલો છું. છારીકાંની તો ખરા." પેમલાએ બેઉ હાથો જોડી નમીને પુછ્યું.

"કેમ પેમલા. તારી પેમલી, કીકલો સઉ સારાં છે? તુંનબી હવા પાણી સારૂં સડેલું લાગેછ. કેમ કાંઈ કેહેતો'તો?"

"હાજી. મકુજે કોઈ છેઠ મલવા આવેલા છે. કેહેજે કે છાબની આમદ નુછમાં વાંચીને જાએનું કે તમે મંબાઈ પધારેલા છો."

"વારૂ, બેસાડ મારી 'લાઇબ્રેરી'માં."

"છાએબને કહુજે કે ઓલી 'લાઈબીલારી'માં

બેછારીને તમોને કેહેવા આવેલો."

"વલી એટલાવારમાં કોણ મલવા આયું? આપરે જાણીતા માનસ પડયા તે એમજતો. શું કર્યે. એક ઘડીની ફુરસુદ નહીં મલે. વાત કરવા-નોબી કરાર નહીં, પેમલા એવણે કાંઈ નાંમ કહ્યું કે?"

"હા છાભ. કાંઈ મંચેરજી દાવર એમ બોલેલો."

"હું. હ. તે. અરે એ તો આપરી મેરી સાથ પરણવા માંગેછ જો." ડોસીબાઈએ મેહેરવાંનજીનાં કાંનમાં ફુક મારી. "બરાબર આદરમાંન આપજોજો."

"અચ્છુ પેમાં, તું જા. મંચેરજી શેઠને કેહેકે સાહેબ ઘણા થાકી ગયાછ તોબી પાંચ મીનીટમાં મલવા આવેછ. જા જાંગુ, તું જરા જા, ને વાત કર. અરે પણ જરા ઉભો રેહ. હુ એમ પુછતો'તો કે મારે માટે ન્યુસ પેપરમાં કાંઈ ફકરો આયોછ કે?"

"પપા કયા ન્યુસ પેપરમાં આયોછ? અંગ્રેજીમાં કે કોઈ ગુજરાતી ન્યુસ પેપરમાં" મેરીએ પુછયું.

"ગુજરાતીમાં, ગુજરાતીમાં." મેહેરવાંનજી બોલ્યા.

"બે-કુ-ગુજરાતી કોણ વાંચે 'આઈ નેવર રીડ

ગુજરાતી; આઈ ઓલવેઝ રીડ ઈંગ્લીશ,' " મેરી બોલી.

"આએ શું પપા, આએ રહ્યો તે ફકરો." પાસેની તેબલપરથી ન્યુસપેપર ઉચકીને તે ફકરો શોધી કાઢીને તે બતાવતાં કુમી બોલી, "પણ એ કયુ ન્યુસપેપર? તદ્દન કાંઈ અંજાણું જેવું છે. આજે સવારે કોઈ આપી ગયું. અંદર તમારી સબીબી આપેલી છે."

"અં. હું. મારી સબીબી આવીછ કે?" મેહેરવાંનજીએ હરખાઇને પુછ્યું.

"લે દીકરી તુંજ જરા વાંચ. આપણાં 'મેરી મદમ' ને તો કાંઈબી ગુજરાતીને નામે સુગ ભરાઈ જાયછ." મેહેરવાંનજીએ મેરીની મશકેરી કીધી.

કુમીએ વાંચવા માડયું.

"આપણા શેહેરનાં જાણીતા અને માનીતા અકાબર શેઠજી સાહેબ ખાનસાહેબ મેહેરવાનજી પેસ્તનજી, આપણાં બારાંમાં આવી પુગતી સ્તીમરમાં આજે અત્રે પધારનાર છે. એવા એક માનવંત શેહેરી, પોતાની તબીએતનાં સુધારા અર્થે ઈંગલાંડ સધાવ્યા હતા, તેવણુને સુખરૂપ પાછા ફરેલા જાણીને તેવણુનાં વખાણનારાંઓ અતીષ્ય આનંદ પામશે એવી હમો

આશા રાખ્યે છૈયે."

"શું, શું–જરા સબર કુમી. અકાબર લખ્યુંછ. ને બીજું શું, માનંવત શેહેરી. અં! અરે પણ જે. પી. નથી લખ્યું. અરે તમારૂં ભલું થાય તમારૂં. નજર ચુકથી હશે. મેં તો બધું બરાબર લખેલું–ને–મેં મીશનખાતામાં અને ધર્મખાતામાં રૂપ્યા ભર્યા–પાર્ટી આપી, કેટલા રૂપ્યાનો ધુમાડો કીધો, તેનો બધો હેવાલ તો કાંઈ મલે નહીં." તેવણુ બબડ્યા. "ચાલો–પછી–પછી–ચલાવ આગલ, કુમી દીકરા."

"તેવણુનાં સુખરૂપ પાછા ફરવાથી તેવણુનાં વખાણુનારાંઓ આનંદ પામશે. એવણુનાં બેટાની થયલી સાજવારી વખતે એવણુ કામનાં રોકાણુને-સર અત્રે પધારી શકયા નહી હતા તે માટે દલગીરી લાગેછે. એવણુનાં સખીવજુદ કુટુંબે પોતાની ગીરોનાં પૈસાથી ગરીબોમાં મોટી સખાવત લગન ટાંકણે કીધી હતી. તે માટે એવણુને ધન્યવાદ ઘટે છે."

"બાવાજી, શું તમે એ બધું લખી મોકલ્યું'તું કે?" ફ્રેનીએ પુછ્યું.

"અં! શું દીકરા? આપરે પછી વાત કર્યે. પેલો બીચારો કોઈ ખોટી થાયછ. ચાલો હું જાઉંછ અં." મેહેરવાનજીએ ઉડાવ્યું.

"ડોસીબાઈ માય, ચાલો હવે હું જતે મરૂ." ધનાંડોસાં બોલ્યાં. "મકુજે તમારાં વહુમાયે તો મને આશોહાદ આપી; પણુ તમે કેહેલું કે જાગુનાં લગન થસે તે વારે ધનાં તુંને ખુશી કરા તે......"

"હં, પણુ મારી વહુ ને હું કાંઈ જુદાં છૈયે વારૂ? પણુ ચાલો મારી તરફથી આય રૂપ્યો લેઓ." ધનાડોસાં બીચારાં ચકીત થઇને ડોસીબાઈ તરફની કીંમતી ભેટ લઈ બબડતાં બબડતાં વીદાય થયાં.

---

## પ્રકરણ ૧૬ મું.

## મેરીનું ગુમ થવું.

રાતનાં જમી રહ્યા પછી સર્વે 'ડ્રોઇંગ રૂમ'માં એકઠાં થયા પછી ડોસીબાઇએ પુછ્યું.

"મેહેલ્લી, કાંય મને તોવાબ્યા કરોછ! તમે પેલા મંચી દાવરને મેહેરાં માટે શું જવાબ દીધો વારૂ? હા કહ્યું કેની?"

"અરે પણ થોબની એટલી આકરી શાની પડી જાયછ જો. ધીરે સાંસ્તે સઉ જણાશે."

"ઓ વાય. આય શાં કોટક." ડોસીબાઈ છેડાયાં.

"મકુંજે જાંગુ, પેલો તારો કઝીન ચાર્લી મને ઈંગલાંડમાં એની બઈરી સાથે મલ્યો'તો જો. એનેબી કોણ શોધી કાઢી. આપરે ત્યાં ગવરનેસ હતી તે. કેમ રૂસ્તમ ઉઠી કયાં જાયછ? અરે ગધેડા મને તારી બેવકુફીની વાત ખબર પડીછ. થોડા વખત ચાર્લી ને એની બઈરી તારે લીધે રૂસઈ ગયાં'તાં પછી વલી ચાર્લીએ એને માફ કીધું ને પરણ્યો. તું કયાં નાસેછ; બેસ, મને તુંને કાંઈ કેહેવુંછ. હું તારે માટે દેવલાલી યા પંચગની બોરડીંગ સ્કુલમાં ગોઠવન કરવાનો છેઉ. સમજ્યો તે ત્યાં જવું પડસે તમારાં

કશુંક મને ઠીક લાગતાં નથી." મેહેરવાનજીએ કહ્યું.

"પણ-પણ-પપાજી, મને અહી તમારી ઓફી-સમાં સું દુખ છે જે. હું તો બા સ્કુલમાં-સ્કુલમાં-તો કબી નહીં જાઉ. આવી મોટી ઉમરે સ્કુલમાં જાઉ?" રૂસી રડમસ થઈ બોલ્યો.

"કેટલાં વરસ તુંને? ઓગનીસ?" મેહેર-વાનજીએ પુછ્યું.

"મરેરે મેહેલી તમેબી એમ શું કરોછ જો. જી આપું એને તો એકવીસ વરસ. તમોને દીકરાની ઉમરબી ખબર નહી મલે. પણ તમે તો મોટો ભાગ વેલાતમાંજ કાઢો તે. ટાંટયો ઠેરવીને શેહેર ઘેરમાં રેહેવોજ નહીં તે. પછી એમજતો." ડોસીબાઇએ ઉભરો કાઢયો.

"જો તેં મને મરેરે મેહેલ્લી કરીને ગાલ દીધી અં. ને દીકરાને જી આપ્યા." મેહેરવાંનજીએ હસીને ડોસીબાઇને ચીડવ્યાં.

"ઓ નારે નારે. મરેરે એમ કોણ બોલ્યું." ડોસીબાઈ રડમસ થઇ બોલ્યાં.

"અરે પણ તમે કેટલાંક બઈરાંઓ પલક પલક 'મરેરે મરેરે' બોલોછ ને તમોને તેની શુધબી નથી કે ક્યારે એ બોલ તમે વાપડયો, સમજ્યાં. ને જરા

જરામાં તમે બઈરાંઓને માટે 'રાંન' બોલ વાપડોછ. હમો માટીડાઓને કાંય એમ મારી નાંખોછ? જયારે હમે માટીડાઓ મરી જઈએ ત્યારે તમે બઈરાંઓ રંડાવો એટલે રાંન થાવો કેની? જાંણુ સમજ કે હું મરી જાઉ તો તું 'રાંન' થાય, 'વીડો' થાય..."

"મરેરે. મરે...ઓ નહીંરે ઓવારૂરે. ઓવારૂરે. તમોને બધા 'જી.' 'મરેરે' હમે બોલ્યેછ તે કાંઈ ગાલ દેવા બોલ્યેછ એ તો અમથો સાધારણુ જેવો બોલ થઇ પડયોછ. જાણા આયબી કોઈ પારસી છે. સાધારન બોલી તે લઈ પડયા કે ગાલ દીધી."

"હા પણ મને પસંદ નથી. સારૂ નથી લાગતું. હવે એવા બોલો નાં વાપડતાં." મેહેરવાંનજી 'સીરયસ' થઈ બોલ્યા. "કેમ રૂસતમ તમોને તો હું ઓગનીસજ વરસનાં સમજતો'તો." તેવણે રૂસી તરફ જોઈ કહ્યું. "નાધલા પોરીયામાં ખપી જશે, સમજ્યો. અભણુ રેહે તેનાં કરતાં કોઈબી ઉમરે શીખે તેમાં કાંઈ શરમાવાનું નથી."

"પણુ-પણુ-સાહેબ...તમે........"

"એ પણુ-બણુ-કાંઈ મારી આગલ ચાલશે નહીં. દેવલાલીની યા પંચગનીની હવાથી તમારી તબીએતબી સુધરશે, ને બાંધોબી ખીલશે, સમજ્યા. તમોને મારી ઓફીસમાં દુખ નથી જ તો. સાહેબે

શોખ જ્યારે ગમે ત્યારે આવોછ ને જાવોછ."

"પણ-પણ-છે તે કરીને પણ-"

"'સ્ટુપીડ.' પણ બોલની. ત્યારનો પણ-પણ કરેછ. તે બોલની શું કેહેવા માગેછ તે?"

"મારે-સ્કુલમાં-સ્ટુલમાં-નથી જવું." રૂસી ઓય રડી પડે તેવું મોહ્ડું કરી બોલ્યો.

"શું! શું બોલ્યો! સ્કુલમાં નથી જવું? રૂસતમજી શેઠ! હું કેહેવુંછ તેમ કરવુંજ પડશે."

"પણ-પણ-"

"બસ-ચુપ-હું વધુ સમજવા માંગતો નથી. મેહેરાં, 'આઇ મીન' મેરી તું મને લેવા આવી ત્યારે તારી સાથે મુર્ખ, ચેકેપાઈ જેવો એ કોણ વાત કરતો'તો? કોઈ ઇંગ્લીશ ડ્રેસમાં હતો તે. કઇ જાતનો હતો? પારસી હતો વારૂ?"

"એ તો મારો 'ફ્રેન્ડ' થાય." મેરીએ કહ્યું.

"અં. હું. પણ કાંઈ નાંમ નીશાંન?"

"એની ઓખર તો કાંઈ બીજી છેરે. પણ બધાં એને જમસેદ પેહેલવાંન નહીં તો કે જેમી જાંગલો કેહેછ."

"'ઓ આઇ સી' તેવણ હતા. જમસેદ જાંગલો

કેહેછ તે. પેલો ઘણા પૈસાવાલાનો કોઇ દીકરો છે તે. પણ વહાન ‘ સ્ટુપીડ ’ જેવો દીસતો’તો.” મેહેરવાનજી બોલ્યા.

“ વારૂ હોશે. તમારા ધ્યાંનમાં નહીં ઉતર્યોતો. પણ મને જાણવાનો હક છે, માટે કેહેશો કે, મંચી હાવરને તમે શું જવાબ દીધો. ‘ આઈ વોન્ટ તુ નો. સુ મસ્ત તેલ મી.’ ”

“ તમારો કશો હક છેજ નહી, કારણકે તમારે માટે મંચીએ ‘ ઓફર ’ કીધીજ નથી મારી ડાહી દીકરી ફ્રેની સાથે એતો પરણવા માંગેછ........”

“ હેં ! શું ! ફ્રેની સાથ પરણવા માગેછ ? તમે શું બોલ્યા ? ” ડાસીબાઇએ અકલાઇને બુમ મારી. મેરી ડઘાઈને થોડાવાર નીચી મુડીએ એક બોલ બોલ્યા વગર બેસી રહી. પછી થોડેવારે ધસારાબંધ ઉઠીને અફાડજીક કરીને ચાલી ગઈ.

“ શું જો મેહેલાસા. તમોને તો કાંઈ અક્કલજ નથી જો. બચ્ચાંને ધીરે સાંસ્તે કેહેતે. લે ફ્રેની તું ક્યાં જાયછ જો.” ડાસીબાઈ બોલ્યાં.

“ મેરી આગલ જાઉછ મમા.” ફ્રેની બોલી.

“ બેસ બેસ મુંગી મુંગી. કાંઈ નવું જુનું થઈ જશે. હું જાંઉછ, તુંને જવાની કાંઈ અગત નથી.”

ડોસીબાઈ બોલ્યાં.

*　　*　　*　　*

"માય, મેહેરાં, મેહેરાં, અરે મરેરે, નહીરે, મેરી, મેરી, દીકરા, ઓ મેરી ડારલીંગ. માય જરા બારણું ઉઘાડની તો મરૂં. જોની જરા કાંઈ કેહેવાનું છે. મરેરે, શું કરૂં. રાંનતો કાંઈ જવાબજ નહી આપતી. હવે શું કરૂં." ડોસીબાઈ બબડ્યાં.

"કેમ શું કેહેવોછ?" મેરી બારણું અલગું ઉઘાડીને પુછવા પડી. "મને મરવા દેવો, કોઈ મને છેડતું નાં, જાવો નીકલો અહીંથી, તમો બધાંએ એકસંપ કીધેલો છે, હું કેહેવુંછ તે સમજોછ કે નહી, ચાલી જાવો, અંદર નહી અવાશે." બોલી મેરીએ ઠડાક દેતું બારણું ડોસીબાઈનાં મોઢાંપર ઢાંકી દીધું.

"મરે! તદનજ રાંનતો હાથથી ગઈ. હરવાઇતો જાણે નરી વીછન વાઉ. મારા ખોદા હવે કોણ જાણે શું થશે." બોલી તેવણ બારણાંની ફાટમાંથી જોવા લાગ્યાં.

"એતો કાંઈ લખેછ! એ કોણ પર લખેછ? શું લખેછ? રખે કાંઈ જીવ પર કરે."

બીચારાં ડોસીબાઇએ તે આખી રાત પોતાનાં ઓરડામાંથી મેરીનાં ઓરડા આગલ ભટકવામાંજ કાઢી.

સવાર પડતાં તેવણુની જરા આંખ લાગી. તેટલાં મેહે-રવાનજીની બુમથી તેવણુ ઝબકી ઊઠયાં.

"ચાલની નવ વાગા તોબી ઘોંટાઈ રહીછ કે? ઊઠની પેલ્લી તારી શોભતી મેરી દીકરી કેઠે મલતી નથી."

"ઓ માયરે, શું બોલોછ? ઓ મારી મેરીરે, તુંને શું થયું રે, ઓ કાહાં જાંઊરે," તેવણુ હુરણુફાર થઈને રડણુ કરવાં લાગ્યાં.

"હું! એ શું ઢણુઠ? કાહાં ગઈ વરી. હોશે કેઠે બાગમાં કે કેઠે ફરવા હરવા ગઈ હોશે–તમોને કેહી કારવીને જવાની આદત પાડી હોય તારે કેની. એવી ઉછાછલી જુવાન છોકરીઓને ઘણી છુટ આપે ત્યારે પછી એમજ વીખરી જાયતો–જરા કાંઈ આંકોશ જેવી ચીજજ નહી, જેમ ગમે તેમ કરે, મોઢાપર કાંઈ કલર કરે. જેમ ગમે તેમ એખલી જાય આવે. ગમે તેની સાથ ફરે હરે. એ તમારા સુધારા." મેહેરવાનજી છેડાયા. "દુખપર ડાહામજ તો. તમે મને દુખજ દેવા બેઠાછ. મેહેલાસા–" ડોસીબાઈ કલવાઈને રડીને બોલ્યાં. "એ રાતે કાંઈ લખ-તી'તી જો, જોવોની કોઈ જોવોની, એનાં ઓરડામાં કોઈ દોડોરે, કાંઈ ચીઠ્ઠી પતરી હોય તો લાવોરે, ઓ મેહેલાશા. કુવો બુવો જોવાડયો કે? ઓ માયરે હવે કેમ કરૂંરે, ઓ મારી મેહેરાં રે. મારી

મેરીરે......"

"કાંય, જાંગુ શું કેહેછ? દીકરા હવે હું કેમ કરૂંજો."

"જરા ધીરાં પડો માયજી. આય જોવોની, એનાં ઓરડામાંનાં બ્લોતીંગપેપર પર તરતનાં લખેલાં કાગલનો છાપ પડેલો છે તે, જમશેદ જાંગલાનું શરનામું છે. ને 'માઈ ડારલીંગ જેમી' કરીને લખેલું બરાબર વંચાય છે."

"ઓ ખોદા! આબરૂનાં કાંકરા થશે, એ દુકતી રખે તેની સાથે કાંઈ નાસી ગઈ હોયે. દાદારજી, આવી ફજેતી કરતાં એ મરી ગઈ હોતે તો પરવડતે." મેહેરવાનજી બોલ્યા.

"તમે તો તેની દુશમનને મારવાજ બેઠાછ." ડોસીબાઈ રડીને બોલ્યાં.

"ઓ! એ કોણુની ગાડી આવી? પપા કોઈની ગાડી આપરા કમપાઉન્ડમાં દાખલ થઈ." ફ્રેની રડમસ ચેહેરે ઉભેલી હતી તે બોલી ઉઠી.

"'નોટ એત હોમ, નોટ એત હોમ' કેહો, મારેથી કાંઈ કોઇને મલાશે નહી.". ડોસીબાઈ રડતાં રડતાં બોલ્યાં.

"એ શું ઢબુક! 'નોટ એત હોમ' શાનું? કોણુ

જાણે કોણ આયું હોશે. ક્હાચ કોઈ દુર વેરથી મલવા આયું હોશે. મેરી દીકરીબાઇએ શીખવ્યુંછ તે 'નોટ એટ હોમ' કેહેવો." મેહેરવાનજી બોલ્યા, "જા માય કુમી દીકરા જોની કોણછે તે. બેસાડીને વાત કરી ને પછી માય બાવા સીઠ પડી ગયાંછ કરી ક્હીને ધીરેથી જવા દેજે માય." મેહેરવાનજીએ કુમીને ક્હ્યું.

## પ્રકરણ ૧૭ મું.

### હમે કાંઈ નાગાં ભુખાં નથી.

ધમધમ કરતી બે ઘોડાની જોડી પોરટીકોમાં દાખલ થઈ. "ઓ એ કોણ છે? મારા ખોદા એ તો મેરી છે! ને આય કોણ જમશેદ જાંગલો?" કુમી બોલી ઉઠી. "ઓ એ બંધે જનાં સાથે કેમ આવ્યાં. એ શું ઢણુક માંડયાંછ, કોણ જાણે હવે શું થશે." ફ્રેની બોલી.

"કેમ એટલાં અજબ કેમ થાવોછ ફ્રેનીબાઈ? એ શું બબડોછ? કેમ તમારી અગાઉ હમે પરણી ગયાં તેથી તમુંને અદેખાઈ લાગેછ કે?" મેરીએ અક્કલ ખર્ચી, "તમોને તમારો મંચેરજી મુબારક. આપરે તો બા જેમી સાથ પરણી......."

"ઓ તું શું બોલેછ! પરણી? કયારે? કાંહા પરણી?" ફ્રેની તથા કુમી પોકારી ઉઠયાં.

"ચાલો રસ્તો આપો છોકરીઓ, કાંહા છે તમાંરાં મમા, પપા." જેમી બોલ્યો.

"અરે ચાલરે જેમલા, એ દુકતીઓને શાનું પુછવાનું, ચાલ મારી સાથે આવ." મેરીએ તુચ્છ-કારથી કહ્યું.

"એ યસ ચાલ." બોલી તેઓ બંધે બગલમાં હાથ લઇને ડોસીબાઈ તથા મેહેરવાનજી, જે ઓરડામાં હતાં ત્યાં, ગુપચુપ જઇને ઉભાં. ડોસીબાઈ રડતાં પડેલાં હતાં તેવણે આંખપર રૂમાલ ઢાંકેલો હતો ને બબડતાં હતાં. મેહેરવાનજીની બારણા તરફ પીઠ હતી.

"ઓ, એ છોકરી કાંહા ગઈ હોશે, મેહેરવાનજી બોલોની. ઓ કોઈ મને કેહેવોની. મેં જરા આંકોશજ નહી રાખ્યો. જે માંગ્યું તે હાજર કીધું. એ જે કેહે તે બધું હાજી હા કીધું, તે છકી ગઈ, હાથથી જતી રહી, એબ લગાડી, હવે શું કરૂં, ઓ પણ રખે જીવ પર કીધું હોય. ઓ તો હું કાંહા જવશ, શું કરશ, હું .........."

"ચાલ હવે ટુકુ કર." મેહેરવાનજી જેવણ ધોસ્યાનાં કટેરાપર માથું ટેકવીને રડમસ ઉભેલા હતા તેવણ ખોખરા સાહે બોલ્યા. "પણ તેં શા પરથી એના ભેજાંમાં મુકયું કે મંચી એની સાથ પરણવા માંગેછ. તે તો કેહેતો'તો કે એનો તો ફ્રેની સાથેજ વીચાર હતો ને એને મેરી સાથ પરણવા માંગ્યુંછ નથી."

"તે હું શું જાણું. હું સમજી કે આજકાલની ફાશીન પ્રમાણે કાંઈ પરણવા માંગ્યું હશે. એ મેરી

થતીએ કહ્યું કે એનીપર મંચી ફીદા થયલો છે ને ...એ મારૂં માથું ફાટી જાયછ રે. જરા કોલનવોટર આપોતો મેહેરવાંનજી" બોલી ડોસીબાઈએ આંખ પરથી રૂમાલ ખસેડયો તેવી તેવણુની નજર નફટાઈથી હસતાં મેરી તથા જેમીનાં ચેહેરાપર પડી તેવાં તેવણુ એક જબરો ચીસ પાડી પોતાનાં જનમમાં પેહેલીવાર બેસુધ થઈ ગયાં. મેહેરવાનજીની નજર તેઓપર પડતાં તેવણુ જેમી તરફ ધસયા.

"બેશરમ, લુચ્ચા, કંગાલ, તું કોણ થાય! તારી મકદુર શું કે આહી મારા ઓરડાની અંદર એમ વગર રજાએ આવી ઉભો રહ્યોછ. બોલ તું આય દુકતી સાથ કાંહાં ગયો'તો? મેહેરબાઈ તમોને શરમ છે. બસ હું બીજું કાંઈ બોલતોજ નથી તમો પર ફીટકાર છે. મને ખબર નાહી કે તમે એટલાં બધાં હાથથી ગયલાં છેવો. શરમ છે તમોને તમે બેઉ નફતો શું કેહેવોછ શું? મારી સાંમેથી ચાલી જાવો. એકદમ દુર થાવો લુચ્ચાંઓ." મેહેરવાનજીએ પોકાર કીધો.

"શાહેબ મોહું સમાલીને બોલો, હમે 'હસબંડ એન્ડ વાઈફ' થયલાં છૈયે, સમજ્યા. તમારી 'આઈ મીન' મારી મેરીએ કાલે મારીપર મીનતજારીનું કાગલ લખીને મને અગીયારીમાં આવવા કહ્યું કે કંઈબી કરીને સવારનાં સાક્ષીઓની ગોઠવણુ કરીને પરણી જવું. તેમ આજે હમે પરણી આવ્યાં

છૈયે. હમે કાંઈ નાગાં ભુખાં નથી. મારા બાવા પાસે ખાતાં ખુટે નહી એટલો પૈસો છે, વાડી છે, ગાડી છે, નોકર છે, નફર છે, જે માંગો તે હાજર છે.”

“ચુપ, હું વધુ જાણવા માંગતો નથી. તમોને સલુક સોજે હમારી રજા પુછીને પરણતાં શું દુખતું’તું કે એમ ચોરી છુપાઈથી પરણી આવ્યાં?”

“બાવાજી ‘આઈ મીન’ પપાજી આપરે વાતોમાં વાચ્ચેછ તેમ જરા ‘રોમાન્ટીક’ લાગે. એમાં શું છે. ને મારી અગાઉ પેલી ફ્રેની થતી પરણી જાય તેથી હું પેહલે પરણી ગઈ. તમે કેહતાં’તાં કે જેમી ચેકેપાઈ જેવો મુર્ખ લાગેછ, તેથી રખે તમે નાં કેહો તેથી ઉતાવલે........”

“તેથી ઉતાવલે કુવામાં પડી.” મેહેરવાનજી બોલ્યા. ફ્રેની તથા કુમી ડોસીબાઈને હુશયાર કરવાનાં ઉપાય કરતાં હતાં. તેવણે અંતે જરા હુશયાર થઈ આંખ ઉઘાડી આસપાસ જોયું.

“મરે હું સ્વપનો જોઉછ કે શું. જાણે મેરી ને જેમી પરણીને આયાંછ ને જાને જેમી મેરીને અહી નાખી ગીયો ને મેરી ઘણી રડેછ તે......”

“એ રડવાનાંજ દાહાડા આવશે. ફરમાસુ અક્કલ-મંદ વર પસંદ કીધોછ તે. બાયલા જેવો બાયલો.

મુર્ખ ઉછાછલી હુકતીએ લખ્યું તેથી તુરત પરણી બેઠો. ચીતલ પેહેર ચીતલ. દેખાવમાંબી બઈરી જેવો છે તે મજાનો લાગશે, સમજ્યો.” મેહેરવાનજીએ ચેષ્ટા કીધા.

મેરી ખડખડ હસી પડી.

“ કેમરે તુંને હસુ આવેછ કે અં. તારો બાપ થતો મને અપમાન કરેછ ને તું હસી મરેછ. રાંન તુંને શરમ નહી આવતી. એવી બઈરી વગર પરવડે.” જેમી બોલ્યો.

“ જોની આય મુવા વર થતાની સીફલ તો જુવો. અસ્તો હમણાં પરણી આયો ને કેહેજે એવી બઈરી વગર પરવડે. તો અહીં કોણ તારા વગર બેસી રહ્યુંછ.” મેરી છેડાઈ.

“ તારે તુંને મારી દરકાર નથીની? તું બેસી નથી રહી તો પરણી શું કરવા, માથું ફોડવા, રાંનની જીભતો નરી જાને કાતર. જા તું તારે ઘેર ને હું મારે ઘેર. અહીં કોણને તારી દરકાર છે જે, સેવક એવો ફેરાવન ભેજાંનો છે કે........”

“ બાવા, જમસેદજી, જરા ધીરા પડો ” ડાસીબાઈ જેવણ હવે તદન હુશયાર થઈ ચુકેલાં હતાં તેવણ કરગરીને બોલ્યાં.

"બા હવે તો 'કપાલે કાંન ચોટયા' તે......"

"માય તમે ફ્કર નાં કરો. એવન તો અમથી ધરપચ કરેછ. એવણુ એટલા મારા 'લવ'માં ચકચુર છે કે મારા વગર એવણુને ચાલેજ નહી." મેરી બોલી.

"સુજમાં રેહેજે સુજમાં. એટલી બધી મગરૂરી કરેછ કેની, તો હુંબી જેનું નાંમ જેમી પેહેલવાન છે. મગજ મારૂં પેહેલવાંન જેવું સાબુત છે, હું બોલું તેજ બજાવું તેવો છેવું, હું તુંને લીધા વગરજ જવાનો, સમજી."

"હા; જાવો, જાવો, મારા માય બાવા કેવા છે. હું અહી રેહેવશ." મેરી અંદરથી તો ધ્રુજતા પણ ઉપરથી સુકો દમ કરતાં બોલી.

"શું બોલી? માય બાવા કેહેવા છે? તું પરણી આવી ત્યારે માય બાવાને પુછીને પરણી કે? નીકલ મારી આગલથી. હું કાંઈ તુંને રાખવાનો નથી." મેહેરવાંનજીએ બુમ મારી.

"ઓ નહી નહી મેહેરવાનજી એમ નાં બોલો." ડોસીબાઈ કગલયાં.

"ને હું કાંઈ તુંને લઈ જવાનો નથી." જેમી છેડાયો.

મેરીની હાલત ખરે દયાજનક થઈ પડી.

તેણી એક પુટલાં પેરે થંભ થઇને મેહેરવાનજી તથા જેમીને વારા ફરતી ટીકતી ઉભી. તેણી શુધ બુધ ખોઇને સજડ થઇને કેટલોવાર એમ ઉભી તેનું, તથા બેવકુફ જેમી કયારે તેણીને એમ નાખીને ચાલી ગયો તેનું, તેણીને કશું ભાનજ રહ્યું નહી.

---

## પ્રકરણુ ૧૮ મું.

### સેવટ.

ઉપલી વાતને બે વરસ વીતી ગયાં છે. મેરી પોતાનું દુખ આસ્તે આસ્તે વીસરતી જાય છે. જેમી તથા મેરી બંધે, નજીવા કારણુથી મરાઇને હજી રીસાયલાંજ રેહેલાં છે. તે બેઉ બેવકુફો પોતાનાં મનમાં એમજ સમજતાં કે જે પેહેલું નમી જાય તે હલકું પડે. માટે બંધે ભપકામાંજ પોતપોતાને ઘેર રેહેલાં છે. મેહેરવાંનજીએ, ડોસીબાઈની સમજાવતથી મેરીને પોતાને ઘેર રેહેવા દીધી છે. પણુ અવારનવાર તેણીને ટક મલવે શીખામણુ દેવાનું ચુકતા નથી. મેરી હવે થોકરાઇને ઘણી સુધરી છે. તેણી પોતાનું દુખ ભુલાવા કુમી સાથે ગરીબોને ઘેર જાયછ આવેછ. અને પોતાનાં કરતાં વધારે દુખીની વાત સાંભળી સખ્યારો પકડે છે.

એ અરસામાં ફ્રેનીનાં લગન મંચી સાથે થયાં છે. તેઓને ત્યાં એક ઘણો ખુબસુરત ચંચલ બેટો પેદા પડયો છે. જેનું નાંમ મંચીએ પોતાનાં જાની મીત્ર ગુસ્તાદનાં નાંમ પરથી ગુસી રાખ્યું છે. ગુસ્તાદ ઘામટ, લશકરી ડોકટર હોવાથી હાલ લડાઈપર ગયો છે. મેરીની સહી પરીન, જે તેણીની જીવે જાંનની સહી હોવાનો દાવો કરતી હતી તેણીએ

મેરી દુખી થયા પછી તેણીને વીસારી મુકી છે. પોતાની જાંગુ સાથે પરણુવાની મતલબ પાર નહીં પડવાથી, તથા મેરીએ હવે કીંમતી ભેટો આપવાથી હાથ ખાંચેલો હોવાથી તેણી બોલતી કે 'એવી દુખી આગલ જઈને શું કરૂં!' અને મેરી પણ તેણીને બરાબર ઓલખી ચુકી હતી. એટલે તે તો એવી કેહેવાતી સહીનાં દુર થવાથી ઓર ખુશી હતી. નેલી પોતાની ફુઈને ત્યાં રેહેવા ગયલી હતી તે હવે અત્રે પાછી પોતાનાં માબાપને ત્યાં રેહેવા આવી છે. અને તેણી માટે કોઈ બીજી ગવરનેસ નહીં રાખવા દેતાં મેરીજ તેણીને લેસન આપે છે.

આજે મેહેરવાંનજીની વરસ ગાંઠ છે. સર્વ દીવાન-ખાનામાં એકઠાં થયલાં છે. ફ્રેડી સ્કુલમાંથી શ્યાણસલુ-કનો થઈને આવેલો છે. તે ફ્રેનીનાં બુચાને રમાડેછ. જાંગુનાં હાથમાં એક અતી ચંચલ સુંદર બુચી છે. જે તેને બુમ પડાવી ખડખડ હસેછ. "આઈયો લુચ્છી. એક ઘડી જંપીને બેસતી નથી." જાંહાગીર હસીને બોલ્યો "મકુજે ફ્રુમી સમજેછ કે? એની આંખ જોઇ કે?"

"શું જાંહાગીર? કોણુની આંખ? બીચારી મેરીની કેની? હારે રડેલી જેવી લાગેછ." ફ્રુમી, જે દયાથી પોતાની નણુંદ મેરીને જોતી બેઠી હતી તે બોલી.

"નહીંરે ગરીબ બીચારી મેરી માટે હું નથી કેહેતો. હું તો આપરી દીકરી નરગેશ માટે બોલુછ. જોની, જોની એ હસેછ ત્યારે જાંણે તારીજ હસ્તી મસ્તાંન આંખ ને ખુબસુરતીમાં તો તુંનેબી ટકર મારે તેવી છે અં. સેવક પર પડેલી છે. નહીં વારૂ?"

કુમી મલકાઇને પ્યારથી હસીને બોલી. "હારે આપરી ભુલકી તો નરૂ જાણે 'નરગેસ'નું ફુલજ છે જો વાહાલા."

"એ આજે મંચી સકારેથી આવવાનાં હતા તે સાંજ પડી ગઈ તોબી આયા નહીં. એમ કેમ?" ફ્રેની જેણી બારી આગલ ઉભી રહી મંચીની વાત જોતી હતી તેણી બોલી. "ઓ આય શું દુરથી કોઈ બે જનાં આવેછ ખરા. એક તો મંચી છે. ને બીજું કોણ છે વારૂ?"

મેરી, જે ગાલે થેભો દઈને દલગીર જેવી બેઠી હતી તે ઉપલું સમજતાં કાંઈ અજબ લાગણીને વશ થઇને બારી આગલ જોવા આવી.

"ઓ એ તો મારો જેમી." મેરી બોલી ઉઠી. "અરે એ અહીં ક્યાંથી? એ શું કરવા આયોછ? કેહેજે એ તો મુસાફરીએ ગયલો હતો તે કયારે આયો હોશે?" બોલી તેણી પાસેનાં સોફાપર ફસડાઈ પડી.

"કોણ છે? તું શું બોલી?" ડોસીબાઈ, જેવણ

ઢગલા પુંજા જેવાં કોચપર પડેલાં હતાં તેવણુ મેરીને પોતાનાં પગ આગલ ઢબ ઢઇને બેસી જતાં જોઈ ઝપકી ઉઠીને પુછવા પડયાં.

"ઓ ! એ કોણ છે ?" મેહરવાંનજી જેવણ બારણાં આગલની ખુરસીપર બેસીને એક મેગેઝીન જોતા હતા, તેવણ મંચી સાથે જેમીને દાખલ થયલો જોઈ ચોંકીને બોલી ઉઠયા.

"સાહેબ, એ તો હું છેઉ. મારી 'વાઈફ' ને લેવા આવેલો છેઉ. ચાલો જાણે આપરે નીચા પડ્યા. એવણ જાણે ઉંચાં. આય 'તાત્યો' મને બોહોસ કરીને દોસ્તી કરવા લઈ આયો."

તાત્યો. તાત્યો કોણ ? સર્વે પુછવા પડયાં.

"તે તમોને ખબર નથી કે ? હમે કલબમાં મંચીનું નાંમ 'તાત્યો' રાખ્યુંછ તે. કંઈ નહીં. એમજ જોઈયે. હવેથી એમ બુઢા ડોસાનાં અવતારમાં જઇને કોઇને છેતરશે નહીં."

"ખરેખર ? પણ કાંય, એમ કાંય ? હમોને સમજ પડતી નહીં." સર્વે બોલી ઉઠયાં.

"કેહેની, કેહેની. તુને ગમેછ ને તારા પેટમાં નહીં રેહેતું તો કેહે બધાંને. મારી ફ્રેનીને તો ખબર છે." મંચી હસ્યો.

"એ તો વસ્તીની ગણુત્રી કરવા તાત્યાનાં ડ્રેસમાં આયો'તો કેની તે........"

"કોણ? વસ્તીની ગણુત્રી કરવા કોઈ બુઢા જેવો તાત્યો આયો'તો તે તમે મંચી" મેરી બોલી.

"હા ને મેરી તમે બોલેલાં કે 'આઈ ડોન્ટ કેર ફોર સચ એન્ડ ઓલ્ડ તાત્યા' યાદ છે કે?"

"ચાલરે છોકરા. મારી મેરીને એમ ગુંગુલાવ્યા નાં કર; સમજયો કે?" જેમી મેરી આગલ જતાં બોલ્યો. અને તેણીનો હાથ પોતાનાં હાથમાં લઇ પ્યારથી પુછ્યું. "મેરી ડીયર તું મારી તો 'કેર' કરશે કેની."

"હા જેમી ડીયર." મેરીએ હરખાતી છાતીએ પણ નીચી મુડીએ જવાબ દીધો.

"મારા દાદારજીરે." ડોસીબાઈ બોલ્યાં. "એ શું હું સ્વપનો જોઉછ કે બધું ખરૂ જોઉછ?"

"ખરૂ. માયજી. ખરૂ. હવે હું અગાઉનો 'જેમી જાંગલો, નથી; તથા મારી મેરી આગાઉની મેરી, મડમ' નથી. હમે બંધે સુધરી ગયાં છૈયે." જેમી બોલ્યો.

[ સમાપ્ત. ]

# "કેળવણીનાં પ્રતાપ યાને ભોંયે પડયાં ભોંયે ન રહે" માટે ન્યુસપેપરો તથા ચોપાન્યાંઓનાં થોડાંક મતો.

---

જામે જમસેદ—૨૭ મી સપટેમ્બર ૧૯૦૪.

## કેળવણીનાં પ્રતાપ.

લખનાંર—દીનબાઇ અ. ફ્. ચીનાઈ.

"એક સ્ત્રીનાં હાથથી લખાયલી, નીરદોષ, ચાનક આપનારી વારતા, સુંદર પુઠાંની સારી બાંધણીવાલી ઉપલી ચોપડીમાં જોવામાં આવે છે. વારતા ઉપજાવી કાઢેલી અને સરલ છે. વારતાનો મહીમાં કેળવણીનો પ્રતાપ દેખાડવાનો છે. એક ગરીબ ભલાં કુટુંબનો શાવક નામનો જવાન ગ્રાંટરોડ તરફ રેહેતા કાવસજી માસતરની પરગજુ મેહનતથી કેળવણી લઇને કેવી રીતે પોતાની માતા, ગરીબ બેહેન વગેરેને ઉંચ હાલતમાં લાવી મુકે છે તે ઢંડો કેટલીક અધુરી કેળવણી લીધેલી ગરીબોને ધીક્કારનારી પારસી સ્ત્રીઓને ચાનક આપનારો થઈ પડશે......................'કેળવણી એજ વીરય છે' એ સીધાત બતાવી આપનારી ઉપલી વારતા દરેક ગરીબની ઝુપડીમાં પણ વંચાવી ઘટે છે, તેમજ બાળકોનાં હાથમાં ઉકમાઈથી મુકવી જોઇયે છે."

ફુરસદ—ઑગસ્ટ અને સપટેમ્બર ૧૯૦૪.

## કેળવણીનાં પ્રતાપ.

બનાવનાર—ધીનબાઈ અ. ફ. ચીનાઈ.

પારસી સંસારનો ચીતાર આપનારાં નોવેલો આજકાલ આપણી વચ્ચે જોકે સારી સંખ્યામાં પ્રગટ થતાં રહે છે, તોપણ દલગીરી સાથે જણાવવું પડે છે કે તેઓ વચ્ચે પારસી સંસારને તદ્દન અનુસરતાં અને બનવા જોગ બનાવોથી ભરપુર એવા ઘણાજ થોડાં દીઠાંમાં આવે છે.........................નસીહતકારક પુસ્તકો વાંચનારાંઓ અને વખાણનારાંઓ આપણી વચ્ચે અલબતાં મોજુદ છે પણ દલગીરી માત્ર એટ-લીજ છે કે તેવાં લેખકો અને વાંચનારાંઓનો વર્ગ બહુ નાનો છે; તેમાં વલી બાનુ-લેખકો કે જેઓ મારફતે દોરાયલાં સંસારી ચીત્રો વધારે અસરકારક નીવડવાની બેશક વકી રહી શકે, તેઓ તો આજે આપણામાં આંગલી ઉપર ગણાય એટલાંજ છે..............અને એવી હાલત તરફ જોતાં જ્યારે એકાદ લાયક બાનુ-લેખકનો એ તદ્દનજ નહીં જેવી ટીપમાં ઉમેરો થાય તે ખચ્ચીતજ એક આવકારદાયક બીના લેખી શકાય. ટુંકમાં આજે અહીં તેવાંજ એક નવાં પારસી બાનુ-લેખકની કલમથી લખાયલાં પુસ્તકની નોંધ લેવાની છે, અને એ આપણાં નવાં બાનુ-લેખક તે બાઈ ધીનબાઈ અ. ફ. ચીનાઈ છે.

"કેળવણીનાં પ્રતાપ યાને ભોંયે પડયાં ભોંયે ન રહે" એવાં નાંમનું બેહેન ધીનબાઈનું એક પારસી સંસારી ઓરીજીનલ વાર્તા રજુ કરતું, પુસ્તકનાં

આકારમાં રજુ કરતું, આ પેહેલું લખાણ છે. એ વાર્તા 'ઓરીજીનલ' યાને લખનારે પોતાનાં ભેજામાંથીજ ઉપજાવી કાઢી છે, અને તે 'ઓરીજીનલ' છેજ એમ આપણે અલબતાં માંનથી માન્ય કરીશું..........
.................................વાર્તામાં જે ખાસ ધ્યાન પુગાડવા જોગ બીનાં જોવામાં આવે છે તે માનસની ઉલટી સુલટી ખાસ્યત, ચાલચલણ, નીતી, કેળવણી વીગેરે વીગેરેનો તેમાં આપવામાં આવેલો અચ્છો ચીતાર છે. મીસ જેન ઓસ્તીન જેવી કુશલ ઇંગ્રેજ બાનુ લેખકની કલમથી લખાયલી વાર્તાઓની ઢબ ઉપર આ વાર્તા રચવામાં આવી છે એમ કેહેવામાં કશું ખોટું નથી. પારસી સંસારનું ખરૂ ચીત્ર રજુ કરતી, સાદી સુતરી, બોધકારક આ એક વાર્તા છે, જે કદાપી પ્યારનાંજ કુઠલા વાંચનારાંઓને નહીંબી પસંદ પડે. સ્કુલની કેળવણી સાથે માબાપોની ઘેરની કેળવણીથી બચ્ચાંઓ ઉપર કેવી સરસ અસર થાય છે, અને મોટપણમાં એવાં બચ્ચાંઓ ખરી કેળવણીનાં પ્રતાપે કેવાં લાયક નીવડે છે..........તે બધી ધોલી તથા કાલી બાજુ બહુ અસરકારક રીતે રજુ કરતી, આ વાર્તા પારસી ઘરસંસારનો, પારસી કેળવણીનો, અને પારસી તરબીયતનો એક આબેહુબ ચીતાર આપે છે............નીતીની નીશાળ માફક ચાનકરૂપી ચીત્ર રજુ કરી આલા બેહેન દીનબાઇએ, એ વાર્તા મારફતે પોતાની ઉંચ પ્રકારની લેખક શક્તિનો એક ઝમકદાર પુરાવો આપણી સનમુખ અચુક આકારમાં રજુ કર્યો છે..............એ વાર્તામાં જુદા જુદા પાત્રોનાં મુખમાં જે ઉત્તમ પ્રકારની નસીહત આપવમાં

આવી છે તે ખચ્ચીતજ વખાણવા જોગ છે. વલી એ પુસ્તક બેહુસ્તનશીન શેઠ શો. શા. બંગાલી, જેઓ બેહેન દીનબાઈનાં મોટાબાવાજી થાય છે, તેઓ જેવા એક તદન લાયક મહાન નર, અને કેળવણીનાં ખરા ખેરખાહ, તેમજ જરથોસ્તીઓનાં એક સાચા હીતાર્થી અને ભલુ કરનાર નેકનાંમ પુરૂષને અર્પણુ કરવામાં એવણે બહુજ સારૂ ડાહાપણુ બતાવ્યું છે, કારણુ કે આજકાલ થોડીક નકલો માટે ગમે એવી પંકતીનાં પુરૂષને પુસ્તક અર્પણુ કરવાનો જે પવન ફેલાયો છે તે તરફ જોતાં બેહેન દીનબાઈએ કીધેલી આ લાયક ચુંટણી તેમને માટેનાં આપણાં માનમાં ખુશી થવા જોગ વધારો કરે છે. સેવટે વાર્તાનાં આકારમાં આવું એક કાબેલ્યત ભર્યું પુસ્તક પ્રગટ કરવા માટે અમો બેહેન દીનબાઈને દરેક ધન્યવાદ આપ્યે છીયે."

---

## સરસવતી—અકટોબર ૧૯૦૪.

## કેળવણીનાં પ્રતાપ યાને ભોંયે પડયાં ભોંયે ન રહે.

### રચનાંર—બાઈ દીનબાઈ અ. ફ. ચીનાઈ.

"આ નાનું પુસ્તક એક કેળવાયલાં પારસી બાનુંને હાથનું પેહેલું બાહાર પડયું છે જે જોઈ હમે ખુશી થયાં છીયે. એ બેહેનની એ પેહેલી કોશેશ ઘણી ફતેહમંદ કેહેવાય, કારણુ એક ઓરીજીનલ વાર્તા રચવી, અને તેને ચાલુ જમાનાને બરની બનાવવી અને ટુકા ટુકા પાર્ટો ગોઠવી તેને વાંચવા જોગ રસીલી

બનાવામાં રચનાર બાઈએ કાંઈબી કસર કીધી નથી. દીબાચામાં બેહેન દીનબાઈ લખે છે કે આ વાર્તાને મરહુમ મી૦ કે. ન. કાબરાજીએ વાંચીને પસંદગી બતાવી છે. તેમાં કંઈજ શક નથી....................

................................................ટુંકમાં બેહેન દીનબાઈને પેહેલીજ કોશેશમાં આવી સારા વીચારોવાલી વાર્તા રચવાને માટે ધન્યવાદ ઘટે છે અને એમને એમનાં કામમાં હમે ફતેહ ઇછિયે છીયે."

---

## THE PARSI—1904.

"Kelavnina Pratap" is the title of an instructive little story in Gujarati from the pen of a young Parsi lady, Mrs. A. F. J. Chinoy. The book, which is dedicated to her grand-father, the late Mr. S. S. Bengallee, is a modest representation of some of the social ideals of that great and good Parsee, and may be recommended as interesting and readable.

---

## માસીક મજાહ—૧૯૦૪.

## કેળવણીનાં પ્રતાપ.

ઉપલાં નામની એક નાની પણ બોધદાયક ચોપડી લાંબો વખત થયો અભીપ્રાય અર્થે તેનાં રચનાર મીસીસ દીનબાઇ અ. ફ. ચીનાઈ તરફથી અમોને મલી છે. આ ટુકી પણ ચાનકરૂપી વાર્તા મીસીસ ચીનાઇની કલ્પનાં શક્તિનું કર્તવ્ય છે, અને કર્તાએ પોતાનાં મમાવા, તે મરહુમ શેઠ શો. શા. બંગાલીને અર્પણ કરવામાં ડાહાપણ અને દુરઅંદેશી દેખાડી છે, કે જે મરહુમ નર કોમમાં કેળવણીનો પ્રસાર કરવામાં અગ્રેસર હતા, એટલુંજ નહીં પણ કાંઇક ગરીબોની કેળવણીનો ખર્ચ પોતે ખાનગી રીતે આપતા હતા. મરહુમ મી. કેખશરો કાબરાજીનાં બોલોમાં બોલ્યે તો આ ખરેખર એક "સુબોધક વાર્તા" છે; પણ હમે ઇચ્છયે છીયે કે બાઇ દીનબાઇએ અકેક પૃષ્ટ એમણે રચેલી અકેક ચોપડી જેટલું લંબાણ કર્યું હોત. મીસીસ ચીનાઇની ચોપડીનું બીજુ નાંમ "ભોંયે પડ્યાં ભોંયે ન રહે" છે. અને એજ કેહેતી મુજબ એમણે એક ગરીબ બાઈને ભોંયપર બેસીને એક અંધારી ન્હાની ઓરડીમાં ધીમી બત્તી આગલ સાહડી પર સીવતી દેખાડી છે. ને તેણીનાં બેટાને.................... સાત રૂપ્યાનાં પગારે નોકરી રેહેલો ચીતાર્યો છે...... પોતાની ચાલાકી અને ઉલટથી..........એ-બી-સી-નહીં જાણનારો આ છોકરો.................. .........ડોકટર થઇ, ગરીબ માતાનું દલદર ફીટાડી... ......બેનને સુખી સંતોષી બનાવી પોતે પણ સુખી

થાય છે.....................બાઈ દીનબાઈની ચોપડીમાં બીજી બાબતોમાં ગરીબાઇ છતાં પારસી કોમમાં કેટ-લેક હરજાજે જે ફીસીયારી અને ફેશને પ્રસાર કર્યો છે તે ૫૮ મે પાને જડે છે.............................
...................બાઈ દીનબાઇની આ પેહેલી પણ ફતેહમંદ કોશેશ છે............................મીસીસ ચીનાઈની ચોપડી પ્રત્યેક પારસી ઘરમાં વિશ્વાસથી વાંચવા લાયક હોવાથી અમો વાંચક-વર્ગને આ ન્હાનાં પણ નીતી-રીતી શીખાડનારાં પુસ્તકની ભલામણ કર્યે છીયે.

---